મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો૦ કૃત.

બ્રિટિશ શાળા માટે ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક ત્રીજાના અર્થની નોટ.



પાઠ ૧ લો.

૭મા એડ્વર્ડ.

વડીલ=મોટા.
વિદ્વાન=ઘણું ભણેલા.
શાંત=ઠરેલ; ધીરજવાળા.
ડાવકા=ડાહ્યા.
ઉતર્યા હતા=આવ્યા હતા.
દેખરેખ=તપાસ.
ઉમદા=સરસ; સારી.
મુસાફરી=દેશ દેશ ફરવું તે.
માહિતી=ખબર; જાણ.
મુલાકાત=મેળાપ; સમાગમ.
દેશી રાજ્યો=આપણાજ દેશના લોકનાં રાજ્યો.
પાટવીકુંવર=ગાદીના વારસ.
બનાવ=વાત.
ડુસકાં=આચકા ખાતાં ખાતાં રડવું તે.
પહેરેગીર=ચોકીદાર.
હરખથી=ઉમંગથી.
વિદાય કર્યો=પાછો વાળ્યો.
તાલીમ=કેળવણી.
પગલે પગલે ચાલીશ=તેઓ જેમ કરતા હતા તેમ કરીશ.
રાજ્યાભિષેક=ગાદીએ બેસાડવાની ક્રિયા
દબદબાથી=ઠાઠથી; ભ

મિત્રાચારી=દોસ્તી.
કોશીષ=મહેનત; યત્ન.
જાણીતું=પ્રખ્યાત.
દીપી=શોભી.
નસીબદાર=ભાગ્યશાળી.
મંદવાડથી=બિમારીથી; રોગથી.
પથારીવશ=પથારીમાંથી ઉઠાય નહિ એવી સ્થિતિ.
દર્મિયાન=વખતે.
લેખવી=ગણકારી; પત કરી.
છેવટ સુધી=મરતાં સુધી.

સવાલ—૭મા એડ્વર્ડ ગાદીએ બેઠા ત્યારે એમની ઉમર કેટલા વર્ષની હતી? ૭ મા એડ્વર્ડની જાણવા જેવી વાતો કહો. ૭મા એડ્વર્ડનું નામ શા તરીકે જાણીતું છે?

બોધ—મરતાં સુધી આપણે આપણી ફરજ બજાવવી.

એડ્વર્ડ, વિક્ટોરિઆ, વિદ્વાન, હોશિયાર, માહિતી, દર્શન, માતુશ્રી, એલેક્ઝૅન્ડ્રા, મિત્રાચારી, કોશીશ, દુનિયામાં, ફ્રાન્સ, મંદવાડ. દર્મિયાન.

પાઠ ૨ જો.

ચતુર છોકરો ને ચોર.

સીમાડો=ગામની છેવટની હદ; ગામનો છેડો.
બિહામણો=બીક લાગે એવો.
હિંમત પકડી=ધીરજ રાખી.
જ્ઞાતીફાટ=ઘણુંજ; પાર વગરનું.
ગળગળતે સાદે=રડવા જેવા અવાજે; રોતો હોય તેમ.
કીમતી=ઘણી કિંમતનો.
ઈનામ=ખૂશ થઇ આપવું તે; ભેટ.
કાંતિ=ખુબસુરતી; દેખાવ.
રીત=ઢબ.

વિશ્વાસ=ભરોસો; ખાતરી.
ખાનદાન=ઉંચા કુળનો; કુલીન
લોભે લટતાઇ=લોભમાં સપડાઇ.
ઇસારત=નિશાની.
છટકી ગયો=નાસી ગયો; છાનોમાનો જતો રહ્યો.
ફાંફાં=ખોટી મહેનત.
છેતરી=ઠગી.

સવાલ—ચતુર છોકરો ને ચોરની વાત કહો.

બોધ—જોરમાં, બુદ્ધિમાં કે યુક્તિમાં મારી બરોબરીઓ કોઈ નથી. એવો અહંકાર રાખવો નહિ. શેરને માથે સવાશેર હોયજ.

બિહામણો, હિંમત, છાતીફાટ, ગળગળતે, કીમતી, કાંતિ, ઇસારતથી, સટકી, લુગડાં, દુનિયામાં.

પાઠ ૩ જો. કૂકડો.

મળસકું=વહાણું.
શબ્દ=બોલ.
અગાઉના=અસલના; જુના
વિદ્યાર્થીઓ=ભણનારા.
મીઠા અવાજથી=સાંભળવું ગમે એવા સાદથી.
આરામ=વિસામો.
ભરાઉ=મરચક; ભરેલી.
મથાળે=ઉપલે ભાગે.
છિદ્ર=કાણું; બાકું.
ગરજ સારે છે=કામ કરે છે; ખોટ પુરી પાડે છે.
નજર=જોવાની શક્તિ.
તીણી=તેજી.
ઇંદ્રિય=શરીરનો કામકાજ કરનાર ભાગ.
વગોળતું=ખાંધેલું પાછું મોંમાં લાવી ચાવતું.
સેવે છે=હુંફાળા રાખે છે; ગરમી આપે છે.
સંતાડે=છુપાવે.
બચાવ=સંભાળ; રક્ષણ.

સવાલ—કૂકડો ક્યાં ક્યાં જોવામાં આવે છે? કૂકડા ખેડુતને શું ફાયદો કરે છે? કૂકડો કે કૂકડી શી રીતે ઓળખાય? કૂકડાની પાંખ, પૂંછડી, માથું, ચાંચ, આંખ ને પગ કેવા હોય છે?

બોધ—(૧) સવારે વહેલાં ઊઠવું. (૨) પોતાના બાળક પર પ્રેમ રાખવો.

કૂકડો, મળસકું, કૂકડે કુઊક, સાંભળ્યા, ટૂંકો, વિદ્યાર્થીઓ, વસ્તીમાં, જંતુઓને, નુકસાન, પીછાંથી, ઢંકાએલાં, પૂંછડો, છિદ્ર, પક્ષી, ઇંદ્રિય.

પાઠ ૫ મો.

ઝાઝા હાથ રળીઆમણા.

ઝાઝા=ઘણા.

રળીઆમણા=શોભિતા.

ઝાઝા હાથ રળીઆમણા= ઘણા માણસો સંપીને કામ કરે તો સારૂં થાય છે.

હચમચાવ્યું=હલાવ્યું.

નસીબને જોગે=પરમેશ્વરની મરજીથી; દૈવયોગે.

જોગે=લીધે.

છુંદાઈ=ચગદાઇ.

વેર=અદાવત; ખાર.

લક્કડખોદ=લાકડા ખોદનાર પક્ષી.

મદદ=આશરો; સહાય.

દોસ્ત=મિત્ર; ભાઈબંધ.

મસલત કરી=ભેગા થઇ વિચાર કરી.

તદબીર=યુક્તિ; કળા; ગોઠવણ

રચી=ઘડી; ગોઠવી; કરી.

મીઠા=મધુર; કાનને સારા લાગે એવા.

લહેરમાં=મઝામાં; અસરમાં.

ઊંઘટ્ટો થઇ જશે=ઊંઘીજશે.
દર્મિયાન=અરસામાં; વખતમાં
શબ્દ=અવાજ.
ગણુગણાટ=ગુણગુણ અવાજ.
ઊંઘની લ્હેરે ચઢયો=ઊંઘવાની મઝામાં પડયો.
ધસ્યો=ઉતાવળથી દોડયો.
ઘાટ ઘડયો=મારી નાંખ્યો.

જબરા=જોરાવર.
ટક્કર ઝીલી શકે=સામા થઇ શકે.
હંફાવે=થકવે.
હેરાન=દુઃખી.
વિજયી=જીતતા; જીતમેળવતા
સંહરે=નાશ કરે; મારી નાંખે.

સમજુતી—નાનાં પણ ઘણાં પ્રાણીઓ સંપથી જીત મેળવતા ફરે છે, મતલબ કે જીત મેળવે. જુઓ, ઘણાં જોડે મળી હાથીનો જીવ લે.

સવાલ—ઝાઝા હાથ રળીઆમણા એ વિષેની વાત કહો.

સાર—સંપ રાખવાથી સઘળાં સુખ મળે છે.

રળીઆમણા, હચમચાવ્યું, છુંદાઇ, લક્કડખોદ, દેડકો, દોસ્ત, તદબીર, ઊંઘટ્ટો, દર્મિયાન, ગણુગણાટ, ધસ્યો, ફૂટેલી, ટક્કર.

પાઠ ૬ ઠ્ઠો.

દીવાળીના તહેવારો.

ભાગ ૧ લો.

દીવાળી=દીવાની હાર; આસો વદ અમાસ; વરસનો છેલ્લો દિવસ.
તહેવાર=પર્વ; આનંદનોદિવસ.
હિસાબના ચોપડા પૂજે છે=વહીપૂજન કરે છે.
દારૂખાનું=આતસબાજી.

**સાથીઆ**=જુદા જુદા આકારના બારણે પાડવામાં આવતા ચિત્રો.

**નરક ચતુર્દશી**=આસો વદ ચોદસ; કાળી ચોદસ.

**ચતુર્દશી**=ચૌદસ.

**સંબંધમાં**=વિષે.

**જાણવા જોગું**=જરૂરનું.

**બરોબરી**=સરસાઈ.

**વરદાન**=શુભાશિષ; સારો આશીર્વાદ; માગેલું આપવું તે.

**નરકાસુર**=પૃથ્વીનો પુત્ર.

**કન્યા**=કુમારી છોકરી.

**હરણ કર્યું**=છાનામાના લઈ ગયો.

**ઇંદ્ર**=દેવોનો રાજા; સ્વર્ગનો રાજા.

**વીનવ્યા**=કાલાવાલા કીધા; વિનંતી કરી.

**બંદીખાનું**=કેદખાનું; જેલ; તુરંગ.

**બલિ**=પ્રહ્લાદના પુત્ર વિરોચનનો પુત્ર.

**ઉદાર**=મોટા મનનો; સખી.

**રખેને**=કદાચ.

**ઇંદ્રાસન**=ઇંદ્રની ગાદી.

**વામનજીનું**=ઠીંગણા માણસનું.

**જાચના**=માગણી; માંગવું તે.

**માય**=સમાય; રહે.

**શોભે**=ઘટે.

**બસ**=ઘણું; વધારે.

**પાતાળ**=પૃથ્વીનું તળીઉં.

**ચાંપી**=દાબી.

**રાજ્યાભિષેક**=રાજાને ગાદી પર બેસાડવાની ક્રિયા.

**ઉદારતા**=સખાવત.

**કલ્યાણ**=ભલું.

**લક્ષ્મી**=પૈસો.

સવાલ—દીવાળીના તહેવારો ક્યાંથી ક્યાં સુધી ગણાય છે? દીવાળી, કાળીચૌદસ, ધનતેરસ, બેસતું વર્ષ, એ તહેવારો વિષે જે જાણતા હો તે કહો.

કાર્તક, દારૂખાનું, સાથીઆ, ચોકખાં, ચૌદસ, નરક, ચતુર્દશી, પૃથ્વીએ, શ્રીકૃષ્ણ, ઈંદ્રને, બંદીખાનામાંથી, બલિ, ઇંદ્રાસન, વિષ્ણુ, ઠીંગણા, બ્રાહ્મણને, મૂકયું, રાજ્યાભિષેક, કલ્યાણ, લક્ષ્મી, ગરીબાઇ.

## પાઠ ૭ મો.
## દિવાળીના તહેવારો
## ભાગ ૨ જો.

ઓચ્છવ=આનંદ.
ગાળે છે=ગુમાવે છે; કાઢે છે.
ગંગાજળ=ગંગાનું પાણી.
મેરિયું=સાંઠાનો મસાલ જેવો દીવો.
વસ્ત્ર=લુગડાં; કપડાં.
મુબારક=આબાદ; સુખી, કલ્યાણકારી.
ગોવર્ધન=ગિરિરાજ; વૃંદાવન માંહેનો એક પર્વત.
ટચલી=છેલ્લી; છેક નાની.
તોળ્યો હતો=ઉંચકયો હતો.
અન્નકૂટ=અન્નના ઢગલા.
નૈવેદ્ય=પ્રસાદ; દેવને ધરવાનો ખોરાક.
ભાઇબીજ=કારતક સુદ બીજ; ભાઈલા બીજ.
યમ=જમ; ધર્મરાજા; પાપ પુણ્યના ઈનસાફ કનાર દેવ.
યમુના=જમના; યમની બેન. (એ હિમાલય પર્વતમાંથી નીકળી ગંગાને મળે છે.)
ગણકારતો=પત કરતા; માનતો.
આજીજી=કાલાવાલા.
પરોણાગત=પરોણા ચાકરી; સત્કાર.

સવાલ-ભાઇબીજ વિષે જે જાણતા હો તે કહો.

સંબંધમાં, ઓચ્છવમાં, લક્ષ્મી, મેરિયું, વર્ષ, વસ્ત્ર, શ્રીકૃષ્ણે, ગોવર્ધન, ટચલી, અન્નકૂટ, નૈવેદ્ય, બલિપૂજા, પરોણાગત, કબલ.

પાઠ ૯ મો.

મધમાખ ભાગ ૧ લો.

મધમાખ=મધ બનાવનારી માખી.

જંતુ=જીવડું.

ઉપયોગી=ખપનું; જરૂરનું.

મધ=ફૂલોનો મીઠો રસ.

ડંખ=કાંટો.

ચિઢવવામાં=ખીજવવામાં.

ટોળાબંધ=જથાબંધ; ઘણી.

કાયર=હેરાન; દુઃખી.

મધપુડો=મધમાખીને રહેવાનું તથા મધ એકઠું કરવાનું ઘર.

માદા=સ્ત્રી જાત; સ્રી.

કામગરી=કામકરનારી મહેનતુ.

નર=પુરુષ જાત; મરદ.

કદ=દેખાવ; આકાર.

ભટકી=રખડી; ભમી.

સુમારે=આશરે; લગભગ.

ઉદ્યોગ=ધંધો.

સવાલ—કેટલાંક પશુ, પંખી ને જંતુના નામ દો. પશુ કોને કહેવું? પંખી કોને કહેવું? જંતુ કોને કહેવાં? પશુ પંખી ને જંતુમાં શો ફેર છે? મધમાખીના શરીરનું વર્ણન કરો. મધમાખી કેટલી જાતની હોય છે? એ ત્રણ જાત ઓળખવાની નિશાની શું? ત્રણે જાતની મધમાખનું કામ કહો.

બિલાડી, પશુ, કૂકડો, જોડાએલા, જંતુ, ડંખતી, ચિઢવવામાં, ટોળાબંધ, સુમારે, માદા, સહુથી, ભટકી, ઇંડા. ઉદ્યોગ, આળસુ,

પાઠ ૧૦ મો. મધમાખ ભાગ ૨ જો.

અનેક=ઘણા.
છિદ્રો=કાણાં.
પાસાવાળાં=બાજુવાળાં.
દેખાવનાં=આકારનાં.
મીણબત્તી=મીણની બનાવેલી વાટ.
ચકચકિત=ચળકાટ મારતો.
અછત=તંગી; તાણ.
સંઘરેલું=એકઠું કરેલું.
સજા=શિક્ષા.

સવાલ—એક મધપુડામાં ઘણાં છિદ્રો છે એ ઉપરથી તમે શું કહી શકો છો? મધ એ શું છે? મધ ને મીણનો ઉપયોગ કહો.

સાર—(૧) કામ કરનારી મધમાખની પેઠે આપણે ઉદ્યોગી થવું. (૨) આળસુને સજા થાય છે.

છિદ્રોનો, ફૂલમાંથી, ચૂસેલો, કોથળીમાં, સ્વાદ, મીણબત્તી, કબાટ, ખુરસી, ચકચકિત, સંઘરેલું, આળસુ.

પાઠ ૧૧ મો. ધ્રુવજી. ભાગ ૧ લો.

ધ્રુવજી=ઉત્તાનપાદ રાજાના પુત્ર. (એની માનું નામ સુનીતિ.)
સુરુચી=ઉત્તાનપાદની સ્ત્રી. (સુરૂચીનો અર્થ પોતાની મરજી પ્રમાણે ચાલનાર)
સુનીતિ=ઉત્તાનપાદની સ્ત્રી; (સુનીતિનો અર્થ સારી નીતિથી ચાલનાર.)
અળખામણી=માનીતી નહિં તે; અણમાનીતી; અણગમતી.

મહેણું=ટોણું; ખરાબ વચન.
અભાગણી=કમનસીબ;અકર્મી
હક=દાવો; માલકી.
તપ=દેહકષ્ટ
પેટે=શરીરે
અવતાર=જન્મ.
ઇહાંથી=અહીંથી.
માંડ=શરૂ કર; કરવા માંડ.
હરિ=પ્રભુ.
કાયા=શરીર; દેહ.
છાંડ=છોડ; મૂક.
કાયા છાંડ=શરીર છોડી દે; મરી જા.
વીર=ભાઈ.
ખોટું લગાડીશ = ઓછું આણીશ.
ટળવળી=તરફડી.
તુજ=તારા.
વિના=વગર.
વછુટી=જુદા પડેલી.
મૃગલી=હરણી.
આશીર્વાદ=દુવા.
સાવકી=ઓરમાન; અપર.
અદેખાઈ=ઈર્ષા; વેર.
ખમાતું=સહન થતું.

સમજુતી:—જા, અહીંથી વનમાં જઈને તપ કરવા માંડ, અને પરમેશ્વરનું ભજન કરી મરી જા, અને પછી ફરીથી મારે પેટે અવતાર લે, તો ભાઇ હું તને રાજ અપાવીશ.

જેમ ટોળામાંથી જુદી પડેલી હરણી, એકલી રહી શકતી નથી, તેમ તારા વગર હું એકલી કેમ રહી શકીશ? મતલબકે તારા છુટા પડવાથી હું મરી જઇશ. જેમ પાણી વગર માછલી ટળવળી મરે છે, તેમ મારો જીવ પણ તારા વગર ટળવળી જશે. મતલબકે હું દુઃખી થઇને મરીશ.

ઉત્તાનપાદ, સુરુચિ, સુનીતિ, ઉત્તમ, અળખામણી, ધ્રુવ, પુણ્ય, દિલગીર, મૂગલી, આશીર્વાદ, દુઃખી

પાઠ ૧૨ મો.

ધ્રુવજી ભાગ ૨ જો.

નારદ=બ્રહ્માના પુત્ર; અજસુત.

કાયા=શરીર.

કોમળ=નાજુક; દુઃખ સહન ન કરી શકે એવી.

સહેવાશે=વેઠાશે; ખમાશે.

બિહામણું=વિકરાળ; બીક લાગે એવાં.

સાધી=કરી.

હઠનાર=ડગનાર; ખસનાર.

વિષ્ણુ=પાલન કરનાર દેવ.

દર્શન=દેખાવ.

ભક્તિ=ભજન.

વેગળો=દૂર; આઘે.

અલોપ થયા=દેખાતા બંધ થયા; નજર બહાર ગયા; ચાલ્યા ગયા.

ખેદ=દિલગીરી; અફસોસ;

ઉપકાર=પાડ; આભાર.

કથા=વાત.

સવાલ—ધ્રુવજી વનમાં તપ કરવા જતા હતા ત્યારે રસ્તામાં કોણ મળ્યું ? નારદજીએ ધ્રુવજીને શું કહ્યું ? પ્રભુને મેળવવા માટે ધ્રુવજીએ શું કર્યું ? ભગવાને ખુશ થઈ ધ્રુવજીને શું કહ્યું ? ધ્રુવજી પૃથ્વી છોડી ક્યાં જઇ રહ્યા ?

સાર—પ્રભુમાં મન રાખી તેને ભજીએ તો તે આપણને દર્શન આપે.

નારદઋષિ, કહ્યું, સહેવાશે, બિહામણાં, બિવડાવશે, વિષ્ણુ, ઊંઘ, દર્શન, ભક્તિ, પૃથ્વી.

## પાઠ ૧૪ મો. હવા.

જિંદગીને=જીવવાને
બિલકુલ=જરાપણ; લગારે.
ચહેન=સુખ.
પવન=હવાનું હાલવું તે; ફરતી હવા.
સુસવાટો=સૂસૂ કરતો અવાજ
હચમચાવી=હલાવી.
જડમૂળથી=મુળીઆં સાથે.
ગુંગળાઇ=અકળાઇ; ગભરાઇ.

સવાલ—જીવવાને માટે આપણને શાની શાની જરૂર છે? હવા અને પવનમાં ફેર શું? પાણીમાં ડૂબવાથી મરી જવાય છે તેનું કારણ શું? પવનથી થતા ફાયદા તથા નુકસાન ગણાવો. જ. ટેક્સ્ટબુક બીજીનો ૪૨ મો પાઠ વાંચો.

સાર—હવા વગર પ્રાણી કે વનસ્પતિ જીવી શકે નહિ.

બોધ—જીવવાને માટે ઘણી જરૂરની જે હવા તે પરમેશ્વરે બધે ઠેકાણે ભરી મૂકી છે માટે આપણે પરમેશ્વરનો પાડ માનવો.

જિવાય, જિંદગીને, બિલકુલ, હીંચકો, સુસવાટો, જડમૂળથી, જિવાતું, ડૂબે.

## પાઠ ૧૫ મો.

## મોર ને ઢેલ.

ઢેલ=મોરની માદા.
પાદરે=ગામને છેડે; ગામના ઝાંપા બહાર.
ફળા કરતો=પીંછાં ઉંચાં ને પહોળાં કરી નાચતો.
ચાંદા=ચાંલ્લા.
ભભકાભેર=ઠાઠવાળી; રોપબંધ.
મગરૂર=અભિમાની.
ઝાંખી પડતી=શરમાતી.

કુદરતે=ઇશ્વરે.
જોડું=નરમાદા.
ઘટયું=બનાવ્યું.
કુટડા=રૂપાળા; શોભિતા.
પત્ની=સ્ત્રી; ધણીઆણી.
શોભે=ઘટે.
ગર્વ=અભિમાન; મારા જેવું કોઇ નથી એવો વિચાર.
ઉત્તમ=સૌથી સરસ.
ગર્વિષ્ઠ=અહંકારી; અભિમાનનો ભરેલો.
સ્નેહાળ=હેતાળ; વહાલ રાખનાર.
મલકાતો=ખૂશ થતો.
ફુલાતો=મગરૂર થતો.
મોટાઈ=વડાઇ.

પંચરંગી=જુદા જુદા રંગવાળો.
આડી=હઠીલી; કહ્યું ન માને એવી.
બોડાં=પીંછાં વગરનાં.
બહલાઇ=ફેરવાઈ.
ઉદાસ=દિલગીર; નાઉમેદ.
મશ્કરી=મજાક.
ખિજવવા=ચિડવવા.
બનાવ્યો=મજાક કરી.
મૂળથીજ=પહેલાંથીજ.
માયાળુ=હેતાળ; માયા રાખનાર.
કુરૂપી=બેડોળ.
દરકાર=પરવા; કદર.
રીતભાત=ચાલચલગત.

સવાલ—મોર ને ઢેલની વાત કહો.

બોધ—દુનિયા રૂપ કરતાં ગુણની વધારે કદર કરે છે.

પીંછાંમાં, દેખાડવાપણા, ઘઠયું, કુટડા, પત્ની, ઇશ્વરે, ગર્વ, ઉ-તમ, ગર્વિષ્ઠ, સ્નેહાળ, શિયાળો, પાંહડાં, ઉદાસ, મશ્કરી, ખિજવવા, કુરૂપી, દુનિયા.

પાઠ ૧૭ મો.

ચતુર શિયાળ ભાગ ૧લો.

ચતુર=ચાલાક.
નાઉમેદ=નિરાશ; દીલગીર.
યોગ્ય તક=ફાવતો વખત.
ઉમદા=સરસ; ચઢતું.
રક્ષણ કરે છે=ચોકી કરે છે; તપાસ રાખે છે.
ભક્ષણ કરો=ખાઓ.
ખાનદાન=કુલીન; ઉંચા કુળમાં જન્મેલો.
છાજે=શોભે; ઘટે.
યોગ્ય છે=બરાબર છે.
મોટાઈમાં=વડાઈમાં
કુલાશમાં=અડાશમાં.
દુષ્ટ=પાપી
તદબીર=યુકિત; કળા.
કાળ=યમરાજા.
કાળના મોંમાં=મોતના સપાટામાં; મરવા માટે.
મુડદું=મરી ગએલું પ્રાણી; લાસ; શબ.
છાનીમાની=કોઇ ન જાણે તેમ; ગુપચુપ.
ગેરહાજરીમાં=હાજર નહોતો ત્યારે.
ચૂંથી નાંખ્યો=પીંખી નાંખ્યો
વેર=દુશ્મનાઈ; અદાવત.

શિયાળ, શોધતું, રક્ષણ, અહિંથી, કુલાશમાં, દુષ્ટ, શૂરો, મુડદું, ચૂંથી નાંખ્યો.

પાઠ ૧૮ મો.

ચતુર શિયાળ ભાગ ૨જો.

દીપડો=વાઘની જાતનું પ્રાણી.
ધાર્યું=વિચાર્યું.
ખેલ=યુકિત; તદબીર;
દાઢ=બેવડા દાંત; જડબું.
રક્ષક=રક્ષણ કરનાર; રખેવાળ
ભક્ષણ કર=ખા.
ચેતવીશ=જાણ કરીશ; ખબર આપીશ.

નિરાંતે=સુખેથી; નચિંતે.
ગભરાટથી=ગભરામણ થવાથી
સમોવડીઉં=સરખું; બરોબરીઉં.
માર્ગ=ઉપાય; ઇલાજ; રસ્તો
ઉત્તમ=સૌથી સારો.

બળિયો=બળવાન; જોરાવર.
ભમાવ્યો=ખોટું સમજાવ્યું
લાલચથી=લોભથી.
ઠગ્યો=છેતર્યો.
હુમલો=હલ્લો; એકદમ તરાપ મારવી તે.

સવાલ—ચતુર શિયાળની ચતુરાઇની વાત કહો.

બોધ—વખત વિચારી યુક્તિથી કામ કરવું.

ચિરાવી, મજબૂત, રક્ષક, નીરખ્યો, ભક્ષણ, ચેતવીશ, નિરાંતે, જુદું, ગભરાટ સમોવડીઉં, માર્ગ, શોધ્યો, ઉત્તમ, બળિયો.

પાઠ ૧૯ મો.

કસરત : રામમૂર્તિ

કુદરતમાં=ઇશ્વરે બનાવેલાં કામમાં.
સર્જ્યાં=પેદા કીધાં.
કાટ=કીટ; મેલ.
બાંધેલાં=બંધિઆર, વપરાશમાં ન આવતાં.
કટ્ટો=ઘણોજ ખારીલો.

મચ્યા=મંડયા; ગુંથાએલા.
ઉદ્યોગ=મહેનત.
બેચહેની=અસુખ.
રોગના ભોગ થઇએ=રોગથી નાશ પામીએ.
અવયવો=ભાગો.
ખાસ=ખસુસ; ઘણી.
ગાઢો=નીકટનો.
સંબંધ=જોડાણ.
નવાઇ=અચંબો.

મદારીઓ=નટ લોકો.
ફસીએ=વાપરીએ; ઘસીએ.
સહેજ=સહેલાઈથી; થોડી મહેનતે.
આચકો=ધક્કો; હડસેલો.
મલ્લ=પહેલવાન; કુસ્તીબાજ.

સવાલ—આળસુ શા માટે ન રહેવું ? શરીર આળસુ રહી શકે છે, પણ કોણ આળસુ રહી શકતું નથી ? ઉદ્યોગ વગર કંઇ થતું નથી તે દાખલા આપી સમજાવો. કસરત ન કરવાથી શું નુકસાન થાય છે અને કરવાથી શા શા લાભ થાય છે ? કયા ધંધાવાળાને કસરતની ખાસ જરૂર છે ? મન કયારે બરાબર કામ કરી શકે છે ? આપણાં શરીર ને મન ઈશ્વરે કેવાં બનાવ્યાં છે ? પ્રોફેસર રામમૂર્તિ અદ્ભુત ખેલો કરી શકે છે તેનું કારણ શું ? શરીરની જોડે બીજા કોને કેળવવું જોઇએ ?

સાર—દરેક માણસે દરરોજ નિયમિત કસરત કરવી.

રામમૂર્તિ, ઇશ્વરે, સર્જ્યાં, કટ્ટો, કેળવણી, ગુંથાએલાં, સૂતર, ઉદ્યોગ, દૂખ્યા, ગાઢો, શક્તિ, પત્થર.

પાઠ ૨૦મો. ઊંટ.

રણમાં=રેતીના મેદાનમાં.
ઉપયોગી=જરૂરનું; ખપનું
નીભે છે=ટકે છે; ચાલે છે.
પીઠ=વાંસો.
ખૂંધ=વાંસાનો બહાર નીકળી આવેલો ભાગ.
ઢેકો=ઉંચો ભાગ.
ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ.

પોષણ=ખોરાક; ટકાવ.
ગરજ=કામ; જરૂર.
ઢીંચણ=ઘુંટણ.
ઇજા=દુઃખ; નુકસાન.
પ્રિય=વહાલું.
ખુલ્લું=ઉઘાડું; દેખીતું.
માફક=પેઠે.

સવાલ—ઊંટના અઢારે વાંકાં એમ કેમ કહેવાય છે? ઊંટ ખોરાક તથા પાણી વગર ઘણા દિવસ શા કારણથી રહી શકે છે? આપણે ખોરાક ઓછો ખાઇએ તો પાતળા શા કારણથી થઇએ છીએ? ઊંટને રેતીમાં ચાલવું કેમ ફાવે છે ને ઘોડાને કેમ ફાવતું નથી? ઊંટમાં કયા કયા પ્રાણીનાં ગુણ સમાયલા છે?

સાર—ઊંટ એ રણનું વાહન છે.

બોધ—આપણે ખોરાક અને પાણી વગર કેટલોક વખત ચલાવી લેવાની ટેવ પાડવી.

ઊંટ, વસ્તુ, વાંકુંચુંકું, ટૈંટ, અરાઢે, ખૂંધ, ઢેકા, તરસ્યું, ઢીંચણ, પ્રિય, ખુલ્લું, દૂધ.

## પાઠ ૨૨ મો.

## ઝાડ અને તેના ભાગ.

### ભાગ ૧ લો

ભાગ=અવયવો.
છોડ=નાનાં ઝાડ.
વેલા=જમીન, ઝાડ કે માંડવા પર પથરાતા છોડ.
ડાળ=ડાળી.
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ.
ટટાર=સીધું
મૂળ=મૂળીઉં.

**સવાલ**—ઝાડના કેટલા પ્રકાર છે ને તે કયા કયા? છોડ ને ઝાડમાં ફેર શું? ઝાડના કેટલા ભાગ છે ને તે કયા કયા?

**વિંટલાએલાં, ફૂંટેલી, પાંદડાં, થાંભલા, ટટાર, કોઢચું, મૂળ.**

## પાઠ ૨૩ મો.
## ઝાડ અને તેના ભાગ
## ભાગ ૨ જો.

**યાદ**=ફોમ; સરત.

**ફેર**=તફાવત; ફરક.

**લીલાંછમ**=ખૂબ લીલાં.

**લાગણી**=સમજ.

**લાજ**=શરમ.

**સંકોચાઇ**=બિડાઇ

**લજામણી**=એક જાતનો છોડ એનાં પાંદડાંને અડકવાથી પાંદડાં સંકોચાઇ જાય છે.

**અવયવ**=શરીરના ભાગ; ભાગ.

**સવાલ**—ઝાડ આપણને કઇ બાબતમાં મળતાં આવે છે? ઝાડ આપણાથી કઇ બાબતમાં જુદાં પડે છે?

**ટીપઃ**—ઝાડનાં મૂળ એ મો. થડ એ પગ. પાંદડાં એ નાક અને મોં. છાલ એ ચામડી. રસ અથવા દૂધ એ લોહી. લાકડું એ હાડકાં.

**લીલાંછમ, ડાખળીઓ, ટાંકણી, અડકું.**

## પાઠ ૨૪ મો. સાબુ

**સુગંધિદાર**=ખુશબોદાર; સુગંધિવાળા; સુગંધિત.

**સોડા**=એક જાતનો ખાર.

**મેળવણી**=ભેગ.

**ચરબી**=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ.

**સાદી**=સહેલી.

કોપરેલ=કોપરાનું તેલ.
પ્રમાણ=માપ.
પાએક કલાક થાય એમ રેડવું=રેડતાં પા કલાક લગાડવો.
ચોસલાં=ચોરસ કકડા.
રંગિત=રંગવાળો.
સુગંધિત=સુગંધીવાળો.
કાર્બોલિક ઍસિડ=કાર્બન અને ઓક્સિજનના મળવાથી થએલો પદાર્થ.
તેજાબ=ગરમ રસ.
ખસ=ઝીણી ફોલ્લી.
દરાજ=ગજકરણ; ચામડીનો એક જાતનો રોગ.
દિવેલ=દિવેલીનું તેલ; એરંડીઉં

સવાલ—સાબુ કેટલી જાતના થાય છે ને તે કયા કયા? ધોવાના ને ચોળવાના સાબુમાં શું ફેર હોય છે? સાબુ બનાવવાની સહેલી રીત કહો. ચામડીના રોગ થયા હોય ત્યારે કયો સાબુ વાપરવો? સાબુ બનાવવામાં કોપરેલને બદલે શું શું વાપરી શકાય? કયા ઝાડનાં ફળ મેલ સાફ કરવાના કામમાં વાપરી શકાય છે? જ. અરીઠાના.

સુગંધિદાર, કપડવંજ, પ્રાંતિજ, અમદાવાદમાં, કૉસ્ટિક, રૂપીઆભાર, ઠંડું, રંગિત, સુગંધિત, કાર્બોલિક, ઍસિડ, દિવેલ.

પાઠ ૨૫ મો.

ધીરજનાં ફળ મીઠાં છે.
ધીરજ=સબુરી.
ફળ=ફાયદો.
મીઠાં=સારાં.
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત.
ગરીબગરબાં=પૈસા વગરનાં; નિર્ધન.

**સમયે**=વખતે.
**તવંગર**=તાલેવાન; પૈસાદાર; શ્રીમંત.
**પરોપકારી**=પરગજુ; પારકાનું ભલું કરનાર.
**ઉદાર**=મોટા મનના; દાતાર; સખી; આપનાર.
**અચકાતા**=ડરતા.
**ધન્ય**=શાબાશ.
**દાતાર**=પરોપકાર કરનાર; આપનાર.
**સખી દાતાર**=ઉદાર પરોપકાર કરનાર.
**સદાવ્રત**=દરરોજ ગરીબગરબાંને ધર્માદા સીધું આવાનો નિયમ.
**ઠઠ**=ગીરદી; ભીડ; જમાવ.
**પડાપડી**=ઉપરાઉપરી માંગણી
**કાને ગઇ**=સાંભળવામાં આવી. જાણવામાં આવી.
**નોટ**=રૂપીઆને બદલે વપરાતો ચલણી કાગળ.
**સાચાઇ**=સચ્ચાઇ; પ્રમાણિકપણું.
**ધીરજનાં ફળ મીઠાં છે**=સબુરી રાખવાથી આખરે સારો લાભ મળે છે.
**ધીરાં**=ધીરજવાળાં.
**સદ્‌ગુણ**=સારા ગુણ.
**બદલો**=અવેજ; સાટું.

**સવાલ**—દુકાળ ક્યારે પડે ? જ. (૧) વરસાદ જોઇએ તેટલો ન આવે ત્યારે. (૨) અતિશય વરસાદ પડે ત્યારે. (૩) ખેતરોમાંનો પાક તીડ વગેરે જીવડાં ખાઇ જાય ત્યારે. પૈસાનો ઉત્તમ ઉપયોગ કયો ? ધીરજનાં ફળ મીઠાં છે, એ દાખલો આપી સમજાવો.

**બોધ**—(૧) ધીરજનાં ફળ મીઠાં છે (૨) ધીરાં ને

સાચાં માણસને બદલો મળ્યા વિના રહેતો નથી.

મોઘું, પુરુષ, સદાવ્રત, ભિખારીની, ઠઠ, ધકકો, પરમેશ્વર, સદ્‌ગુણનો.

### પાઠ ૨૭ મો.

### ઘેટું અને બકરૂં.

પોષક=પોષણ કરનાર.

પોષણ=ગુજરાન.

રક્ષણ=બચાવ.

ઊન=ઘેટાના વાળ.

ધાબળી=કામળી.

મળતાં=સરખાં; બરાબર

ભાગ્યેજ=જવલ્લેજ; કદાચિતજ

વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું.

રાંકડું=ગરીબ,

ઊંઘટી=ઉંઘાખરી.

તીવ્ર=ચંચળ.

સરદાર=ઉપરી; આગેવાન.

વર્તે=ચાલે.

ગાડરીઓ પ્રવાહ=ઘેટાની પેઠે વગર વિચારે ચાલવું તે.

ગાડર=ઘેટું.

પ્રવાહ=ચાલવું તે.

ફુદ=આપ.

લડકણો=લડનારો.

બીકણ=બીએ એવો.

ઊભા ચઢાવવાળી=સીધા ઢોળાવવાળી.

ઠરે છે=થોભે છે; ટકે છે; રહે છે.

ખડક=પત્થરનો ટેકરો.

સહેલથી=સહેલાઇથી.

ફદકો=છલંગ; ફાળ.

ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો=ઊંટ આકડા સિવાય તમામ વનસ્પતિ ખાય, ને બકરી બધીજ વનસ્પતિ ખાય.

સવાલ—ઘેટું આપણું શાથી રક્ષણ કરે છે? ગાય ને ઘેટાનો મુકાબલો કરો. ઘેટું પોતાનો બચાવ શાથી કરે છે? ઘેટાની કઈ કઇ ઇંદ્રિય તીવ્ર હોય છે? ગાડરીઓ પ્રવાહ એટલે શું? બકરૂં ને ઘેટું કઈ કઇ વાતમાં મળતાં છે ને કઇ કઇ વાતમાં જુદા પડે છે? "ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો" એનો અર્થ સમજાવો.

બોધઃ—ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, ગધેડાં, બકરાં, અને ઘેટાં એવાં ઉપયોગી પ્રાણી પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ અને દુઃખ દેવું નહિ.

પ્રાણીઓ, દૂધ, દહિં, પદાર્થો, રક્ષણ, વસ્ત્ર, ધાબળી, રૂંટ, પૂંછડી, ટૂંકી, શીંગડાં, ઊંઘટ્ટો, તીવ્ર, વર્તે, લડકણો, કુદકો, ઊંટ.

પાઠ ૨૮ મો. આપણા મુસલમાનો ભાઈઓ

પાંચમો ભાગ=પાંચ ભાગમાંનો એક ભાગ.
ચઢાઈ=સ્વારી.
ભલું=કલ્યાણ.
પ્રેમ=હેત; પ્યાર; વહાલ.
ભવ્ય=મોટું ને શોભિતું.
રોજા=કબરપર બાંધેલાં મકાનો
કોતરણી=નકશી; કોતરકામ.
જુમા મસ્જિદ=મોટી મસીદ.
જુમા=શુક્ર.
મસ્જિદ=મુસલમાનનું નમાજ પઢવાનું ઠેકાણું.
ખુબીદાર=ચતુરાઈવાળી.
સ્થાપનાર=શરૂ કરનાર.
હઝરત=નામદાર.
પેગંબર=ઈશ્વરનો સંદેશો [લાવનાર.

ધિક્કારે છે=તિરસ્કારે છે; હલકા ગણે છે.
બંદગી=પ્રાર્થના.
સખાવત=દાન; ખેરાત.
રમઝાન = મુસલમાનનો નવમો મહીનો.
ઉપવાસ=ભુખ્યા રહેવું તે.
હજજ=જાત્રા,
ધર્મચુસ્ત=ધર્મિષ્ઠ; ધર્મ પ્રમાણે ચાલનાર.
નમાજ પઢે છે=બંદગી કરે છે.
ત્રીજા પહોર પછી=બપોરના ત્રણ વાગ્યા પછી.
પહોર=ત્રણ કલાક.
મક્કા=મહમંદ પેગંબર સાહેબની જન્મભૂમિ એ અરબસ્તાનમાં છે.
મક્કાની દિશા તરફ= પશ્ચિમ તરફ.
શરીફ=પવિત્ર; પાક.
જાત્રાળુ=જાત્રા કરનાર.
પ્રદક્ષિણા=ફેરા; ચોગરદમ ફરી વળવું તે.
આદમ=મૂળ પુરૂષ.
સ્વર્ગ=વૈકુંઠ; દેવલોક.
ઝમઝમ=હઝરત ઈસ્માઈલે એડી ઘસવાથી નીકળેલો ઝરો.
હાજી=હજજ કરનાર.
કુરાન=મુસલમાનનું ધર્મપુસ્તક
વ્યાજ=રૂપીઆનું ભાડું.
મના કરી છે=ના કહી છે.
મના=ના; મનાઈ.
મુસલમાન=અલ્લાહની ઇચ્છાનો તાબે થનાર.
આરામ=વિશ્રાંતિ.
સંધ્યાકાળ = દીવાબત્તીનો વખત.
તારીખ=તિથિ; દિવસ.
જુમેરાત=શુક્રવારની રાત; આપણી ગુરુવારની રાત.
પછાત=પછાત પડતો.

પંથ=ધર્મના માર્ગ.
ખલીફા=મહંમદ પેગંબર સાહેબના વંશના ને એમની સત્તા ચલાવનાર અધિકારી;
અનુક્રમે=એક પછી એક.

સવાલ—મુસલમાનો કેટલા વર્ષપર આવેલા? હાલ હિંદુસ્તાન કોનો કોનો દેશ છે? હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તીનો હિંદુસ્તાન છે એમ શાથી કહેવાય છે? મુસલમાન રાજાઓએ શું શું યાદગીરી કરી? મુસલમાની ધર્મ સ્થાપનાર કોણ અને તેમનો જન્મ કયાં થયો હતો? પેગંબર સાહેબે શું બોધ કર્યો? મુસલમાનો કોને ધિક્કારે છે? મુસલમાનની મુખ્ય પાંચ ફરજ કઇ કઈ છે? ધર્મચુસ્ત મુસલમાનો દહાડામાં કેટલીવાર નમાજ પઢે છે ને તે કયે કયે વખતે? બંદગી કરતાં પહેલાં શું કરે છે? બંદગી કરતી વખત મોં પશ્ચિમ દિશામાં રાખવાનું કારણ શું? મુસલમાનનું મોટામાં મોટું જાત્રાનું ઠેકાણું કયું? હાજી લોક કયાંથી પાણી ભરી લાવે છે? મુસલમાનના ધર્મપુસ્તકનું નામ શું? કુરાનમાં કઈ કઈ વાતની મના કરેલી છે? મુસલમાન શબ્દનો અર્થ કહો. મુસલમાનમાં તારીખ કયારથી બદલાય છે? મુસલમાનમાં કેટલા પંથ છે અને તે કયા કયા? હિંદુસ્તાનમાં કયા પંથના મુસલમાનની વસ્તી વધારે છે? શીઆ અને સુન્ની પંથમાં ફેર શું? જ. શીઆ હઝરતઅલીને પહેલા ખલીફા માને છે ને સુન્ની હઝરતઅલીને ચોથા

ખલીફા માને છે. મુસલમાનો ગુરુવારની રાતને શુક્રવારની રાત શા કારણથી ગણે છે ?

સાર—મુસલમાનપર ભાઈના જેવો પ્રેમ રાખવો.

વસ્તી, હિંદુસ્તાન, મજબૂત, મસ્જિદો, પત્થર, સ્થાપનાર, મુહંમદપેગંબર, મક્કામાં, જન્મ્યા, અલ્લાહ, મૂર્તિ, ધિક્કારે, ધર્મચુસ્ત, સૂર્ય, આથમ્યા, પ્રદક્ષિણા, ઉત્પન્ન, સ્વર્ગમાંથી, પવિત્ર, ધર્મપુસ્તક, સંધ્યાકાળ, ગુરુવાર, સુન્નીઓ, અનુક્રમે.

### પાઠ ૨૯ મો. ઝાડનાં મૂળ ભાગ ૧ લો.

નિકોરી=નીક; પાણી વહી જવા માટે કરેલો રસ્તો.
છિદ્ર=કાણાં; બાકાં.
મારફત=વાટે; રસ્તે.
સજ્જડ=મજબુત.
ઝપાટો=સપાટો.
નક્કર=ઘન; પોલું નહિ તે.

સવાલ—ઝાડના કેટલા ભાગ છે ? મૂળને ખોરાક અને પાણી કેવી રીતે મળે છે તે સમજાવો. મૂળ જમીનમાં સજ્જડ શાથી રહી શકે છે ?

વળગ્યું, નિકોરી, છિદ્ર, સ્વાદથી, ફૂટે, સજ્જડ, ઝપાટો, રસૂલ, નક્કર.

### પાઠ ૩૦ મો. ઝાડનાં મૂળ ભાગ ૨ જો.

વસંતઋતુ=ફાગણ ને ચૈત્ર મહીનો.
રસ=કસ.
રુચે=ગમે; પસંદ પડે.
પોષક=પોષણ આપનાર; જીવાડનાર.

પોષણ=ખોરાક.
માફક=અનુકૂળ.
કરમાઈ=ચીમળાઈ.
પાક=પેદાશ.
ફળદ્રૂપ=રસાળ; સારો પાક આપે એવી.
ખાતર=કોહી ગએલો કચરો.

સવાલ—દોરીવાળા મૂળના ઝાડ એકજ ઋતુ કેમ જીવે છે? નક્કર ને જાડા મૂળવાળા છોડ શિયાળામાં મરી જતાં નથી તેનું કારણ શું? બધા છોડ જમીનમાંજ મૂળ ઘાલે છે? છોડને ગમે ત્યાં રોપીએ તો તે ઊગતો નથી તેનું કારણ શું? એકજ ખેતરમાં દર વરસે જુદી જુદી જાતનાં બી વાવવાનું કારણ શું છે? જમીનને ફળદ્રૂપ કરવા માટે શું કરે છે?

શિયાળામાં, વસંત ઋતુમાં, પોષાક, પોષણ, વર્ષ, ફળદ્રૂપ.

પાઠ ૩૨ મો.

આપણા પારસી ભાઈઓ
મૂળ દેશ=અસલ વતન.
વતની=રહેવાસી.
જુલમ=બળાત્કાર; બળજોરી.
ધર્મની ખાતર=ધર્મને માટે.
આસરો = મદદ; સહાય; આશ્રય.
બુદ્ધિશાળી=અક્કલબાજ; બુધ્ધિવાળો.
મોટા મનના=ઉદાર.
આગળ પડતા=આગેવાન.
ઉ-તેજન=મદદ; સહાયતા.
સખાવત=ઉદારતા.
જાણીતી=જાહેર.
ઉત્તમ નર=શ્રેષ્ઠ પુરુષ.

જેબ=શોભા.
જંગી=ઘણું મોટાં.
કારખાનાં = કામ કરવાનાં ઠેકાણાં.
હિંમતવાન=જોખમ ખેડનાર; સાહસિક.
ખંચાતા = આચકો ખાતા; બીતા.
તવંગર=પૈસાદાર; શ્રીમંત.
ખાનદાની=મોટાઈ.
ઉદારતા=સખાવત; મનનું મોટાપણું.
સ્થાપનાર=મંડાણ કરનાર.
અશો=પવિત્ર.
પેગંબર = ઇશ્વરનો સંદેશો લાવનાર.
અહુરમઝદ=પારસીઓએ માનેલા પરમેશ્વર.

પ્રકાશ=તેજ.
ચિહ્ન=નિશાની.
અગિયારી=આતશ બહેરામ.
ધર્મક્રિયા=ધર્મની વિધિ.
સંસ્કૃત=સારી રીતે કેળવેલી
ભાષા=બોલી.
આચારણ=ચાલચલગત.
નીતિ=ધારો; ચાલ.
સ્વચ્છતા=ચોકખાઇ.
જાળવવા=સાચવવા.
નિયમ=ધારા; રિવાજ.
બંદગી=પ્રાર્થના.
ગાળે છે=ગુમાવે છે; કાઢે છે.
રિવાજ=ધારો; ચાલ.
શબ = મુડદું; લાસ; મરી; ગએલું પ્રાણી.
દોખમું = પારસી મુડદાંનો નિકાલ કરવાની જગા.

સવાલ—પારસીઓનો મૂળ દેશ કયો ? ઇરાન છોડી શા માટે હિંદુસ્તાનમાં આવ્યા ? પ્રથમ પારસીઓ ક્યાં વસ્યા ને પછી ક્યાં ક્યાં ગયા ? પારસીની વસ્તી હિંદમાં

કેટલી છે ને વધારે ભાગ ક્યાં વસેલો છે ? પારસીઓના ગુણ કહો. પારસીઓ કયા કયા કામમાં જગજાહેર છે ? પારસીઓમાં કયા કયા ઉત્તમ નર થઇ ગયા ? લોઢાના ને વીજળીના જંગી કારખાનાં કયા પારસીએ કાઢયાં છે ? પારસીઓ કોને ઇશ્વર માને છે ? પ્રકાશના કયા કયાં ચિહ્નોને પારસીઓ પૂજે છે ? અગિયારીમાં શું રાખવામાં આવે છે ? પારસીઓની ધર્મક્રિયા કઇ ભાષામાં થાય છે ? પારસીઓ ઉત્તમ નીતિ કોને માને છે ? પારસીઓ એક ઉપરાંત બીજી સ્ત્રી કરી શકે છે કે નહિ ? પારસીઓ શરીરના કયા કયા ભાગ ઉઘાડા રાખતા નથી. પારસીઓ તહેવાર કઇ કઇ બાબતમાં ગાળે છે ? પારસીઓ શબને શું કરે છે ?

મૂળ, ઉઠાડી, સંજાન, આસરો, વસ્તી, બુદ્ધિશાળી, ઉત્તેજન, ધર્માદા, દિનશા, પિટિટ, ફિરોઝશાહ, ઉત્તમ, હિંમતવાન, પુરુષોમાં, ઉદારતા, સ્થાપનાર, અશો, પેગંબર, જરથોસ્ત, અહુરમઝદ, અગ્નિ, ચિહ્ન, અગિયારી, ધર્મક્રિયા, ઝંદ, ભાષામાં, સંસ્કૃત, નીતિ, લગ્ન, સ્વચ્છતા, રિવાજ, દોખમામાં.

પાઠ ૩૩ મો.

વરૂ અને શિયાળ.

વરૂ=ફાડી ખાનારૂં મોટા કુતરા જેવું પ્રાણી

શિયાળ=ફાડી ખાનારૂં કુતરાની જાતનું પ્રાણી.

દેખાવ=દેખીતો આકાર.

વિકરાળ=ભયંકર; બિહામણું

વગડાઉ=જંગલી.
હાચું=જડબું.
ભરપૂર=ભરેલી.
કરડી=ગુસ્સાવાળી.
જબરાં=મજબુત.
ફડાક દઇને=એકદમ;તરતજ.
ભુખાળું=ખાઉધરૂં; ખાતાં ધરાય નહિ એવું.
શિકાર કરવા=મારી ખાવા.
ભક્ષ કરે છે=ખાય છે.
હુમલો=હલ્લો; ઓચિંતો ધસારો.
ચૂકતું=ભૂલતું; ખંચાતું.
સાવધ=સાવચેત; ચોકસ.
વહેમીલું=વહેમવાળું.
દૂર=આધું.
ભરાઉ=ભરેલી.
તીવ્ર=તીક્ષણ; જલદ.
ચકચકતી=ચળકતી; ચળકાટ મારતી.
માંસાહારી=માંસ ખાનાર.
લુચ્ચાઇ=ઢોંગાઇ.

સવાલ—વરૂ ને શિયાળ કોની જાતનાં પ્રાણી છે? વરૂનો દેખાવ કોના જેવો છે? વરૂના શરીરનું વર્ણન કરો. વરૂ કોનો કોનો શિકાર કરે છે? બહુ ભૂખ્યું થયું હોય ત્યારે કોનો શિકાર કરવાને ચૂકતું નથી? વરૂના ગુણ કહો. વરૂ લુચ્ચું, સાવધ ને વહેમીલું છે એ તમે શા પરથી કહો છો. વરૂ ને શિયાળનો મુકાબલો કરો. શિયાળ ક્યાં રહે છે? વરૂ ને શિયાળ કેવાં પ્રાણી છે? શિકારી પ્રાંણીનાં નામ આપો. કેવા માણસને વરૂ જેવો કહીએ છીએ અને વરૂ કહેવાનું કારણ શું? જ. જે માણસ સમજતોજ નથી તેને વરૂ જેવો કહીએ છીએ. કારણ કે વરૂ ખરેખરૂં જંગલી પ્રાણી છે તેના જેવોજ તે છે માટે.

.શિયાળ, વિકરાળ. પૂંછડી, ભરપૂર, બિહામણી, મજબૂત, ભુખાળું, ભક્ષ, ભૂખ્યું. ચૂકતું, લુચ્ચું, સુડહાની, સાવધ, સૂધ્યું, ભરાઉ, તીવ્ર, ચકચકતી, માંસાહારી, લુચ્ચાઇ.

પાઠ ૩૪ મો.

તાજી હવાની જરૂર

છિદ્ર=કાણું.

જીવ ફેરી જાય=તબીએત બગડે.

કુળશીઓ=લોટો.

હડસેલી=ધકેલી.

મારફત=વાટે; રસ્તે.

ગંદકી=ગંદવાડ.

દુર્ગંધ=ખરાબ વાસ.

શ્વાસમાં=દમમાં.

તબીઅત=શરીર.

ગરદી=ભીડ; ઠઠ.

અસ્વચ્છ=ખરાબ.

તનદુરસ્ત=આરોગ્ય.

સવાલ—હવાની જરૂર કોને કોને છે? જે જગા આપણને ખાલી લાગે છે તે ખરેખર ખાલી હોય છે? એકજ જગાએ, એકજ વખતે કેટલી વસ્તુ રહી શકે? આપણા ઘરની ને આસપાસની હવા શા માટે સ્વચ્છ રાખવી જોઇએ? ગરદીમાં ઘણો વખત રહેવું કેમ ગમતું નથી? શહેર કરતાં ગામની હવા સ્વચ્છ હોવાનાં કારણ ગણાવો.

સાર—સ્વચ્છ હવા તબીઅત સુધારે છે. માટે સ્વચ્છ હવા લેવા માટે શહેર બહાર ખુલ્લી જગામાં ફરવા જવું.

બોધ—પરમેશ્વરે આપણને જીવવાને ઘણીજ જરૂરની જે હવા તે બધેજ ભરી મૂકે છે, માટે આપણે પરમેશ્વરની ભક્તિ કરવીજ જોઇએ.

વનસ્પતિ, ફુળશીઆમાં, સાંભળ્યું, છિદ્રોમાંથી, ઊંઘતાં, ચોકખી, સ્વચ્છ, ગંદકી, દુર્ગંધ, શ્વાસમાં ગરદી, તંદુરસ્ત.

પાઠ ૩૬ મો.

પારસી લોકોના તહેવારો.

પતેતી=પારસીની દિવાળી.

તબકા=હપતા; ભાગ.

ઘંબાર=જરથોસ્ત ધર્મ મુજબ વર્ષના છ તબકામાંનો એક તબકો.

બાપદાદા=ઘરડાંવરડાં.

અહુરમઝદ=પારસીઓએ માનેલા પરમેશ્વર.

પ્રાર્થના=બંદગી.

ફળફળાદિ=ફળ વગેરે.

પ્રેમ=હેત.

ભાઇચારો=સંપ; ઐકયતા; દોસ્તી.

એકંદર=કુલ; બધું મળીને

આબાદ=ખીલેલાં;

ઉત્પન્ન=પેદા.

ઉત્પત્તિ=પેદાશ.

સમય=વખત.

ગાથા=પવિત્ર શ્લોકો.

અધ્યારૂ=પારસીનો ગોર.

રૂહ=આત્મા.

નવરોજ=નવો દિવસ.

જન્મ દિવસ=વરસગાંઠ.

ઉત્સવ=આનંદ.

પુરાણા=જુના; અસલના.

જમાનો=વખત.

સવાલ—પારસી લોકના સહુથી મોટા તહેવારનું નામ શું? ઘંબાર એટલે શું? વરસમાં કેટલા ઘંબાર આવે છે ને તે કયે કયે દિવસે? ઘણો પવિત્ર ઘંબાર કયો છે? પ્રાચીન તહેવાર કયો છે ને તે કયે દિવસે આવે છે? જમશેદી નવરોજ એ નામ શા પરથી પડયું?

પારસીના બાર માસનાં નામ—

૧. ફરવરદીન, ૨. અરદીબેહેસ્ત; ૩. ખોરદાદ, ૪. તીર, ૫. અમરદાદ. ૬. શેહેરવર, ૭. મહેર, ૮. આવાં, ૯. આદર, ૧૦. દે. ૧૧. બહમન, ૧૨. અસ્પંદેમદ.

સહુથી, પતેતી, ઘંબાર, અહુરમઝદ, પ્રાર્થના, ફળફળાદિ, અરદીબેહેસ્ત, છઠ્ઠા, ઉત્પન્ન, મનુષ્ય, ઉત્પત્તિનો, શ્લોકો, અધ્યારૂઓની. કલ્યાણને, માર્ગે, વર્ષનો, જરથોસ્ત, જન્મદિવસ, ક્રિયા.

પાઠ ૩૭ મો.

ઝાડનું થડ ભાગ ૧ લો.

ફેર=તફાવત; ફરક

પ્રવાહી=પાણી જેવો; રેલો ચાલે એવા.

પોષક=પોષણ કરનાર.

મારફતે=માર્ગે; દસ્તે; વાટે.

ગરવાળો=માવાવાળો.

ઉત્તર=જવાબ.

વસંતઋતુ=ચૈત્ર ને વશાખ એ બે મહીના.

સવાલ—મૂળ ને થડમાં શો ફેર છે? મૂળ શું કામ કરે છે? બધાં મૂળ સરખાં હોય છે? બધાં થડ સરખાં હોય છે? કયા છોડ વધારે વરસ જીવે છે?

પ્રવાહી, પોષક, ચૂસી, માર્ગે, તુલસીદાસ, નક્કર, સખત, ઉત્તર, ઋતુમાંજ, વર્ષ, શિયાળામાં, ફૂટે, ફૂલ.

પાઠ ૩૮ મો.

ઝાડનું થડ ભાગ ૨ જો.

જટા=લાંબો ચોટલો.

વડવાઇ=વડની મૂળીઓ; ડાળાંમાંથી દોરીઓ જેવા ફાંટા નીકળીને લટકે છે તે.

વેષધારી=ઢોંગી; ખોટો દેખાવ કરનાર; ડોળ ઘાલું.

ડોળ=ઢોંગ.

શુદ્ધ=પવિત્ર; મેલ વગરનાં

જટાધરે જગદીશ મળે, તો વડલા વૈકુંઠ જાય = જો લાંબો ચોટલો રાખવાથી પરમેશ્વર મળતાં હોય તો વડ પણ સ્વર્ગમાં જાય.

ધરે=રાખે.

જગદીશ=જગતનો ધણી; પરમેશ્વર.

વડલા=વડ.

વૈકુંઠ=સ્વર્ગ; શ્રીકૃષ્ણનું ધામ.

છાલ=છોડું.

ગલ=ગર.

પડ=થર.

કુંડાળું=ગોળ ચકરડું.

સવાલ—બહારથી વધારનારાં થડ કેવી રીતે વધે છે? ઝાડ કેટલા વર્ષનું છે એ શાથી કહી શકીએ? વેલા ટટાર ઉભા કેમ રહી શકતાં નથી?

શિખવ્યું, ઉત્પન્ન, લટકે, વડવાઇ, વેષધારી. પવિત્રાઇ, ડોળ, શુદ્ધ, વિષે, કવિ, વૈકુંઠ, બંધાય, કુંડાળાં, ટટાર, વિંટળાવું, ગુંચવાય.

પાઠ ૩૯ મો.

મુસલમાનના તહેવારો.

સ્વર્ગવાસ પામવું=મરણ પામવું.
યાદગીરી=નામના.
ઉત્સવ=ઓચ્છવ.
વિદ્વાનો=પંડિતો; ઘણું ભણેલા
સ્તુતિ વાકયો=વખાણનાં વચનો.
શબે બરાત=શાબાન મહીનાની પંદરમી રાત
પવિત્ર=પાક.
તનદુરસ્તી=સુખકારી; આરોગ્યતા.
કિતાબ=ચોપડી; પુસ્તક.
નોંધે છે=લખે છે.
ગુજારવાને=કરવાને.
શબે કદ્ર=સત્તાની રાત; રમઝાન મહીનાની છેલ્લી

દસમાંની એક રાત.
રોઝા=અપવાસ
તરીકે=લેખે.
ગુફા=પોલાણ; બખોલ.
ખુદા=પરમેશ્વર; અલ્લાહ.
ધ્યાન=એકચિત.
મશગૂલ=એકતાર; લીન.
તખતી=લેખ.
ગેબી=આકાશમાંથી; કયાંથી આવે છે તે સમજાય નહિ એવું; ગુપ્ત; છાનું.
માલિક=પરમેશ્વર.
લેખ=લખાણ.
શરીફ=પવિત્ર.
પ્રગટ થયું=જાહેરમાં આવ્યું.
ઇસ્લામ ધર્મ=મુસલમાની ધર્મ.
પર્વરદિગાર=પાલનહાર; ઇશ્વર
રોશની=લાઇટ

સવાલ—બારા વફાતનો તહેવાર શા માટે ઉજવવામાં આવે છે? એ તહેવાર કયે દિવસે આવે છે? શબે બરા-

બના ઉત્સવ વિષે મુસલમાનો શું માને છે? એ તહેવાર કયે દિવસે આવે છે? શબે કદ્રની રાત કયે દિવસે આવે છે! બધી રાત કરતાં એ રાતને મુસલમાનો શા માટે મોટી માને છે. અને એ દિવસે શું કરે છે?

પુસ્તક, રબિઉલ અવ્વલ, હઝરત, મુહમંદ, પેગંબર, સ્વર્ગવાસ, યાદગીરી, ઉત્સવ, મસ્જિદ, સ્તુતિવાકયો, વિદ્વાનો, રિવાજ, પવિત્ર, ચંદ્રનો પંદરમી, મનુષ્યોનાં, દુઃખ, તંદુરસ્તી, અલ્લાહ, નક્કી, જિંદગી, કિતાબમાં, નોંધે છે, રમઝાન, શબે કદ્ર, પર્વતની, ધ્યાનમાં, મશગૂલ, કહ્યું, માલિકનું, ધ્રૂજવા, શરીર, પ્રગટ, ઈસ્લામધર્મ, પર્વદિગારના.

## પાઠ ૪૦ મો.

## ભાઇબેન અને સારંગી

## ભાગ ૧ લો.

વિટલાઈ વળતાં=ચોગરદમ ફરી વળતાં.

અટકચાળાં=અડપલાં.

છૂંદી=ચગદી.

દુઃખનો પાર રહ્યો નહિ= ઘણુંજ દુઃખ પડયું.

જીવન=જીવવાનું સાધન.

કકળતા=દુઃખી થતાં.

નાથ=ધણી; માલિક.

બેલી=આધાર; આસરો.

પેટ ભરવાનું=ગુજરાન ચલાવવાનું.

સાધન=સાહિત્ય.

ગતિ=હાલ; હાલત; દશા.

જાદુઈ=ચમત્કારી; ઇલમવાળી.

મોહ પામી=નવાઇ પામી.

નમ્ર=વિનયી; અહંકાર વગરનો.
અભિમાન=અહંકાર; ગર્વ.
ગર્વિષ્ઠ=અભિમાની; અહંકારી
ગૂમ થઇ=દેખાતી બંધ થઇ.
સમણા=સ્વપ્ના.
અવાજ=સૂર; સ્વર.
કાને પડતો=સંભળાતો.
ખાતરી=ભરોસો; વિશ્વાસ.
મનમાનતું=પસંદ પડે તે.
ઠઠ=મેદની; ગરદી.
છક થયો=નવાઈ પામ્યો; ચકિત થયો.

સવાલ—પેમલો ને જીવી પોતાનું ગુજરાન કેવી રીતે કરતાં હતાં ? એમનું પેટ ભરવાનું સાધન શું હતું ને તે કોણે ભાંગી નાંખ્યું ? પછી પેમલો શું બોલ્યો ? વનદેવીએ શું આપ્યું ને શું કહ્યું ? જીવીએ વનદેવીને શું કહ્યું ? પેમલાએ રૂપીઓ પોતાનો છે એની મિઠાઇવાળાને ખાતરી કરી આપવા માટે શું કર્યું ? એક દિવસ શું બનાવ બન્યો ?

પૂરૂં કરતાં, ટોળેટોળાં, વિટલાઈ, સૂર. અટકુચાળાં, છૂંદી, પ્રભુની, પ્રાર્થના, ગતિ. ઇશ્વર, જાદુઇ, દર્શન, નમ્ર, અભિમાન. તૂટવા, સંધાશે, દિવસ, ગર્વિષ્ટ, ગૂમ, મિઠાઈવાળાનો, રૂપીઓ, ભિખારીની, વિચાર્યું, ઊઠયાં, અહિંજ, ઠઠ, પૂછ્યું, કબૂલ.

પાઠ ૪૧ મો.
ભાઈ બેનને સારંગી
ભાગ ૨ જો.

રાજમહેલવાસી = રાજમહેલના રહેનાર.
પ્રધાન=વજીર; કારભારી.
ઉલટો=સામો; વિરૂદ્ધ.
વરસાદ વરસે=પુષ્કળ પડે.

રાજકુંવર=રાજાનો છોકરો.
શોભે=ઘટે.
તમારો છૂટકો ક્યાં છે?=તમારે ચાલે એમ નથી.
બોલ=શબ્દ.
તડાક દઈને=તરતજ.
ફાંફાં=ખોટી મહેનત.
વળ્યું=ફાવ્યું.
તૂટયો તે તૂટયો=ફરીથી. સંધાયો નહિ.
ગવૈયા=ગાનાર.
કાબેલ=હોશિયાર.
બસ=પુરતા; જોઇએ તેટલા.
માલ=સાર; મઝા.
લાયક=યોગ્ય.
યોગ્ય=જોઇએ તેવી.
શિક્ષા=સજા.
દયાળુ=દયાવાળાં.
વરદાન=માગેલું આપવું તે.
ગુજરાન=ગુજારો; પોષણ.
એકાંતમાં=છુપી જગામાં.
નિંદે છે=બદગોઇ કરે છે.
હાલત=દશા; સ્થિતિ.

સવાલ—પ્રધાન રાજાથી ઉલટો વિચાર બતાવે ત્યારે રાજા શું કરતો? રાજકુંવરની શું મરજી થઇ? રાજાએ રાજકુંવરને શું કહ્યું? પેમલાને શું કહ્યું? પેમલાએ શું કર્યું? સારંગીનો એક તાર તૂટી જવાનું કારણ શું? સારંગીનો બીજો તાર તૂટી જવાનું કારણ શું? રાજાએ સારંગીના બેજ તાર જોઇ પેમલાને શું પૂછયું અને પેમલાએ શું જવાબ આપ્યો? મહેલ છોડી પેમલો ક્યાં ગયો? બીજીવાર સારંગી મળ્યા પછીની વાત કહો. જીવી રાજમહેલ છોડી કેમ ચાલી ગઈ? માણુસને કઇ સ્થિતિ ફાવે છે?

સાર—(૧) અહંકાર કરવો નહિ. (૨) જે સ્થિતિમાં ઉછર્યાં હોય તે સ્થિતિ તેમને માફક આવે છે. (૩) મોજ શોખમાં રહેવા કરતાં સાદાઈમાં રહેવું સારૂં તે.

ભિખારી, પ્રધાન, ઈચ્છા, ભિખારણ, છૂટકો. જૂટી, તૂટયો, ગવૈયાના, પ્રાર્થના, દર્શન, ભિક્ષા, દયાળુ, ચૂકયું, ઓળખ્યો, એકાંતમાં, ઉછર્યાં, મોજશોખમાં.

## પાઠ ૪૩ મો.

## આપણો ખોરાક.

આવરદા=આયુષ્ય; જિંદગી.
ભાગ્યશાળી=નસીબદાર.
મુડદાલ જેવા=મુડદા જેવા; કમ તાકાત; બળ વગરના.
તેજ=શક્તિ; બળ.
છાંટો=જરાપણ.
તદ્દન=બિલકુલ.
ફીકો=તેજ વગરનો.
ચઢતી વય=ખીલતી જુવાની.
દશા=હાલ; હાલત.
નીરોગી=રોગ વગરનું.
યંત્ર=સંચો.
ઢીલા=લપટા; કમજોર.
બિમારી=રોગ; મંદવાડ.
પુષ્ટ=લોહી માંસથી ભરેલા.
દૂબળાં=કમજોર; તાકાત વગરનાં.
માવજત=સંભાળ.
તંદુરસ્તી=આરોગ્ય.
જાળવી=સાચવી.
શક્તિ=ગજું; ગુંજાશ.
પચાવી=જેરવી; હજમ કરી.
દરકાર=પરવા.
હોજરી=ખાધેલું પચાવવાની કોથળી.

| | |
|---|---|
| મ=વગર પચેલો ખોરાક ઝાડા વાટે નીકળે છે તે; ન પચેલો ખોરાક. | શકિત. |
| મડા=જોડ. | લાભ=ફાયદો; ગુણ. |
| રસ્તે=વાટે; રસ્તે. | પૂરતી=જોઇએ તેટલી. |
| ખારો=ટોટો ખોટ. | પકવાન=મિષ્ટ ભોજન. |
| હલકા=જલદી પચે એવા. | મીઠો=સ્વાદિષ્ટ; લહેજતદાર |
| પાચનશકિત=પચાવવાની | લહેજત=મઝા; રસ. |
| | ચકકર=તંમર; ફેર; ચકરી. |
| | મીઠી=સુખી. |

સવાલ—બિમારી આપણાપર સહેલથી કયારે ચઢી બેસે છે? આપણે જન્મથીજ દૂબળાં હોઇએ તો શું શું કરવાથી તનદુરસ્તી જાળવી શકીએ? ખાવા પીવામાં કઇ કઇ બાબતની કાળજી રાખવી? આપણે ખોરાક શા માટે ખાઇએ છીએ? ખોરાક શા પ્રમાણમાં ખાવો? છાસ ને લીંબુનો ઉપયોગ કરવાથી શો લાભ થાય છે? પાચનશક્તિ સુધારવા માટે શું કરવું જોઇએ? જેઓ કસરત કરતા નથી તેમને શું શું થાય છે?

બોધ—(૧) ઉદ્યોગ કરવો. (૨) કસરત કરવી. (૩) ખાવાપીવામાં સંભાળ રાખવી. (૪) નિયમિત કામ કરવું.

અર્ધું, ભાગ્યશાળી, સુખહાલ, છાંટા, તદ્દન, ચઢતી, નીરોગી, બિમારી, દૂબળાં, ઉદ્યોગથી, તંદુરસ્તી, શક્તિનો, લીંબુ, પકવાન્ન, દૂખે, ઊંઘ, ચક્કર, જિંદગી.

**પાઠ ૪૪મો કાચબો.**

નવાઈ=અચરજ; આશ્ચર્ય.
સંકોચી=નાનું કરી; સંકેલી.
ઢાંકણું=કવર; પડ.
ફડાક દઈને=તરતજ.
ચાલ=ગતિ.
પૂજારી=પૂજા કરનાર.
આરતિ=પૂજા પુરી થયા પછી કપુર વગેરેનો દેવ સામે દીવો કરી ઉતારવો તે
વર્ણવ્યું=લખ્યું.
શરત=હોડ.
નિરાંતે=નચિંતે; સુખેથી.
નજર પણ કરી નહિ=જોયુંજ નહિ.
ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર=ઉતાવળે કામ કરે તે ગભરાઈ જાય છે; પણ ધીરેથી કામ કરે છે તે ઠરેલ બને છે.
સો=તે.
બહાવરો=ગભરાએલો.
ધીરા=ધીરજવાળા.
ગંભીર=ઠરેલ.
ધીરાં=ધીરજવાળા.
શાંત=ઠંડા.

**સવાલ**—કાચબા કયાં કયાં રહે છે? કાચબાના શરીરનું વર્ણન કરો. કાચબાને કેટલા દાંત હોય છે? કઈ નદીમાં ઘણા કાચબા જોવામાં આવે છે? કાચબા ને સસલાની વાત કહો. અને એ વાતપરથી શું શિખામણ લેવી?

**બોધ**—કામમાં ઉતાવળ કરવી નહિ પણ ધીરજવાળા ને ઠરેલ થઈને એક સરખી રીતે કામ કરવું.

ઢાંકણું જડબાં. શીંગડાં, આરતિ, કિનારે, વર્ણવ્યું, સૂતું, નિરાંતે.

પાઠ ૪૫ મો.

કાગળ.

=પાંદડું; કાગળ.

.પત્ર=તાડનું પાંદડું.

ખાં=ઘર.

ˈમાન પત્ર=ચાલતા વખ-
.ની ખબર આપનાર કાગળ;
ન્યુસપેપર.

મલા તરીકે=પુરાવા માટે;
ાબીતી માટે.

.દર્શક=આરપાર દેખી
કાય એવું.

ખ=માખી.

ાત્યની=જરૂરની.

.ા બજાવે છે=કામ કરે છે.

ણુ=ભીંડી કે શણના રેસા.

ખ્યાલ=વિચાર.

કચુંબર=ઝીણી કરચ.

માવો=કસ.

એકરસ=એક સરખો.

પિંડા=ગોળા.

ઝીણા સળીઆવાળા ચોકુ-
ઠામાં=પાતળા તારની ચોરસ
ચાળણીમાં.

નીતરી જાય=નીચે ઉતરી
જાય.

જામી જાય=ઠરી જાય.

આધાર=આસરો.

પુના=એ મધ્ય વિભાગની
રાજધાનીનું શહેર છે.

લખનો=એ અયોધ્યા
પ્રાંતમાં શહેર છે.

સવાલ—પત્ર એટલે શું? કાગળ કયા કયા કામમાં
રાય છે? કાગળની બનાવટ માટે કયા કયા પદાર્થોનો
યોગ કરવામાં આવે છે? ચીથરાં કે શણના કાગળ કેવી
બનાવવામાં આવે છે? આપણા દેશમાં કાગળનાં કાર-
ના કયાં કયાં છે?

સાર—કાગળ ઘણીજ ઉપયોગી વસ્તુ છે. કાગળ વડે વિદ્યાનો આટલો બધો ફેલાવો થઇ શક્યો છે.

પત્ર, અર્થ, પાંદડું, ચિઠ્ઠીના, પૂંઠાં, સીસી, વર્તમાનપત્ર, પારદર્શક, શોભિતાં, રક્ષણ, મિઠાઇ, વસ્તુ, રેષાવાળા, પદાર્થો, ખયાલ, ટૂકડે ટૂકડા, કચુંબર, પિંડા, હિંદુસ્તાનમાં, લખનૌ.

## પાઠ ૪૬ મો.

### ઝાડનાં પાંદડાં.

તફાવત=ફરક; ફેર.
ફણગો=અંકુર.
નસ=દોરી જેવા પાતળા રેસા.
છત્તરની=છત્રીની.
નરીઆંખે=એકલી આંખથી; કાચ કે ચશ્માની મદદ વગર.
કાર્બન=કોયલો.
પોષક=પોષણ આપનાર; વધારનાર.
મુખ=મોઢું.
કચરાના પડ=કરોળીઆનાં જાળાં.
નહિકર=નહિતો.
અણીઆળાં=અણીદાર.

સવાલ—થડ ને ડાળીનો તફાવત કહો. પાંદડાં ક્યાંથી ને કેવી રીતે ફૂટે છે? પાંદડાં એ કયા કયા અવયવોનું કામ કરે છે? ઝાડ પોતાનો ખોરાક શેમાં શેમાંથી લે છે? ઝાડને વધારે પોષક ખોરાક ક્યાંથી મળે છે? ઝાડને તડકાની જરૂર શા માટે છે? બધાંજ ઝાડનાં પાંદડાં સરખાં હોય છે? બધાં ઝાડોમાં ઊંચું ઝાડ કયું?

સાર—પાંદડાં વાટે ઝાડને ખોરાક ને પાણી મળે છે. ાંદડાં એ ઝાડનાં મુખ અને પેટ છે. આપણે નાક અને ાાં વડે શ્વાસ લઇએ છીએ. તેમ ઝાડ પાંદડાંની ઉપલી ાાજુથી હવા લે છે ને નીચલી બાજુથી હવા કાઢે છે. ાાંદડાં પરથી ઝાડ ઓળખી શકાય છે.

પાંદડાં, શિક્ષક, ફેણુગો, ઇંટે, છિદ્ર, સૂર્યના, સેવાય, કાર્બન પોષક, ચિમળાઇને, નહિ, અણી-આળાં, ઊંચું.

પાઠ ૪૮ મો.

ાણુતું મોટપણુ ભાગ ૧ લો.

જનોઇ=ઉપવીત.

ઋષિ=તપસ્વી; મુનિ.

ગોઠીઆ=ભાઇબંધ; દોસ્તદાર; મિત્ર; સોબતી.

પેટ ભરવાના=ગુજરાન ચલાવવાના.

સાંસા=વાંધા; હરકત. અડચણ.

પત્ની=સ્ત્રી; ધણીઆણી.

દબાણુ=આગ્રહ.

બાળસ્નેહી=નાનપણુના દોસ્ત

ટાળી=મટાડી; દૂર કરી.

ખિજવાઈ=ચિડાઇ; ગુસ્સે થઇ.

જરાસંધ=મગધને રાજા.

કાળયવન=કાબુલના તાલજંઘ નામના ક્ષત્રિય રાજાનો પુત્ર.

બેટ=જેની ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે.

ગુફા=પહાડની પોલાણુ.

મુચુકુંદ=માન્ધાતાનો પુત્ર.

ભંગાણુ પડયું=ખલેલ થઇ.

ઝાળ=આંચ.

વિદર્ભ=બહારની ઉત્તરનો ભાગ.

શિશુપાળ=ચેદીનો રાજા; રજપુતસ્તાનમાં ચંદેરી છે તેની

આસપાસના મુલકનો રાજા
ગોર=ધર્મક્રિયા કરાવનાર.
હરણ કર્યું=બળાત્કારે લઇ ગયા.
યાદવ=યદુરાજાના વંશજો; જાદવ; રજપૂતની એક જાત.
મણિ=હીરો.
આળ=ખોટું તોહમત.
જાંબુવાન=એ વિષ્ણુના બગાસામાંથી ઉત્પન્ન થયો હતો એ બ્રહ્માનો અવતાર હતો.
પારિજાતક = એક જાતનું ખુશબોદાર ફૂલ એની દાંડી કેસરીઆ રંગની ને પાંખડી સફેદ હોય છે.
મનાવ્યાં=સમજાવ્યાં.

સવાલ—શ્રીકૃષ્ણ ને બળરામ કયા ઋષિને ત્યાં ભણવા રહ્યા હતા? પહેલા પુસ્તકમાં સુદામાના પાઠમાં શું શીખી ગયા તે કહો. જરાસંધની સાથે શ્રીકૃષ્ણે લડાઇ શા કારણથી નહિ કરી? જરાસંધનું મરણ શી રીતે થયું? શ્રીકૃષ્ણે રૂક્મિણીનું હરણ શા માટે કર્યું? જાંબુવાને ને સત્રાજિતે પોતાની પુત્રીના લગ્ન કૃષ્ણ જોડે શા માટે કર્યાં? સત્યભામા શ્રીકૃષ્ણ સાથે શા માટે રિસાયાં? શ્રીકૃષ્ણે તેમને કેવી રીતે મનાવ્યાં?

વસુદેવ, ઋષિને, પત્નીના, દબાણથી, બાળસ્નેહી, ગરીબાઇ. ખિજવાઈ. જરાસંધ, કાળયવન, રાક્ષસની, ધાર્યું, સમુદ્રમાં, દ્વારિકા, મુચુકંદ. નિરાંતે, ઊંઘતો, નિદ્રામાંથી, વિદર્ભદેશના, રૂક્મિણી, શિશુપાળ, લગન, સત્રાજિત, કીમતી, મણિ, જાંબુવાન, સત્યભામાનાં, પારિજાતકનું, રિસાયાં.

પાઠ ૪૯ મો. કૃષ્ણનું મોટપણુ ભાગ ૨ જો.

યજ્ઞ=હોમ.
સત્કાર=આવકાર; આદરમાન.
ગુસ્સો=ક્રોધ; રીસ.
ખમી રહ્યા=સાંખી રહ્યા.
શિશુપાળ=દમઘોષનો વસુદેવની બેનથી થએલો પુત્ર.
સહનશીલ=ધીરજવાળા.
બાજુ=પક્ષ.
ફોજ=લશ્કર; સેના.
સારથિ=રથ હાંકનાર.
રણમાં=લડાઇના મેદાનમાં.
ખેદ પામ્યો=દીલગીર થયો.
ગીતા=હિંદુઓનું એક ધર્મપુસ્તક.
જ્ઞાન=સમજ.
ભગવદ્‌ગીતા=હિંદુઓનું ઉત્તમ ધર્મપુસ્તક.
ફરજ=કરવાનું કામ; ધર્મ.
પરિણામ=ફળ.
સમાધાન=શંકા કે ગુંચવણનું મટવું તે.
સમે=વખતે.
પ્રભાસપાટણ=કાઠિઆવાડમાં દરિયા કિનારે વેરાવળ પાસે ગામ છે તે; સોમનાથ પાટણ.
અઠોંગી=અઢેલી.
બાણ=તીર.
વૈકુંઠ ગયા=સ્વર્ગે ગયા.

સવાલ—પાંડવોએ કયો યજ્ઞ કર્યો? જ. રાજસૂય. શ્રી કૃષ્ણે શા માટે શિશુપાળનું માથું કાપી નાંખ્યું? પાંડવ કૌરવની લડાઇમાં શ્રીકૃષ્ણે કયું કામ કર્યું હતું? અર્જુનને લડવાની ના કહી ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને શું કર્યું? શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનના મનનું સમાધાન કેવી રીતે કર્યું?

ભગવાનને મેળવવાનો ખરો રસ્તો શું છે ? પાંડવો કોની મદદથી જીત્યા ? યાદવો ક્યાં આગળ માંહોમાંહે લડી મુઆ ? શ્રીકૃષ્ણના પ્રાણ કેવી રીતે ગયા ?

બોધ—(૧) શ્રીકૃષ્ણના જેવી સહનશીલતા રાખવી. (૨) પોતપોતાની ફરજ બજાવવી, ફળ માટે આતુર ન રહેવું ને ફળની ઇચ્છા વગર કામ કરવું એ પ્રભુ મેળવવાનો ખરો રસ્તો છે.

યજ્ઞ, યુધિષ્ઠિર, સત્કાર, શિશુપાળ, ગુસ્સો, નવ્વાણું, સહનશીલ, દુર્યોધન, અર્જુન, ફક્ત, સારથિ, લશ્કરો, ગોઠવાયાં, હથિયાર, શ્રીકૃષ્ણ, ભગવદ્‌ગીતા, ઉત્તમ, ધર્મપુસ્તક, પરિણામ, સમાધાન, પ્રભાસ-પાટણ, અહિં, અઠીંગી, વૈકુંઠ.

પાઠ ૫૦ મો.

વનરાજ.

અગાઉ=આગળ; પહેલાં.

ચાવડા } સોલંકી }=રજપૂતની એક જાત.

ગર્ભ હતો=દહાડાવાળી હતી.

છૂપી=કોઇ ન જાણે એવી.

હાથ ગયું=તાબામાં ગયું.

ઉછર્યો=મોટો થયો.

ખોયામાં=ઝોળીમાં.

અપાસરો=જૈન સાધુને રહેવાની જગ્યા.

રાજપુત્ર=રાજાનો છોકરો.

રક્ષણ આપ્યું=મદદ કરી.

વનુભા=વનુભાઈ; વનરાજ.

વનરાજ=વનનો રાજા; સિંહ.

તીર તાકતાં=બાણ વડે નિશાન મારતાં.

પજવવા=હેરાન કરવા.
પાટણ=સરસ્વતી નદીને કાંઠે આવેલું શહેર.
રાજધાની=રાજા જે શહેરમાં રહેતા હોય તે શહેર.
થાણું=મુકામ; ચોકી.
ઉપકાર=આભાર; પાડ.
નગરશેઠ=શહેરનો શેઠીઓ.
લુટારૂ=જોરજુલમથી લૂટી લેનાર.
પરોણાગત=પરોણાચાકરી; બરદાસ.
તિલક=ટીલું.
વચન=બોલ.
પહવી=દરજ્જો; ઓદ્ધો.
આસરો=મદદ; સહાય.
ઉપકાર વાળ્યો=બદલો આપ્યો.
મૂર્તિ=દેવ દેવીની પ્રતિમા.
દેરાસર=દહેરૂં.
ચંચળ=ચાલાક; ચપળ.
અગાઉ=આગળ; પહેલાં.
સલાહ=વિચાર; અભિપ્રાય.
પ્રધાન=વજીર; કારભારી.
ઘડપણમાં=વૃદ્ધાવસ્થામાં.
ગુજરી ગયો=મરી ગયો.

સવાલ—ચાવડા વંશના પહેલા રાજાનું નામ શું? તેને કોની સાથે લડાઇ થઇ હતી? પરિણામ શું આવ્યું? વનરાજ ક્યાં ઊછર્યો? વનરાજે કયું શહેર વસાવ્યું? અણહિલપુર પાટણ નામ પાડવાનું કારણ શું? વનરાજપર કોણે કોણે ઉપકાર કર્યા હતા અને તેનો બદલો વનરાજે શી રીતે વાળ્યો?

બોધ—આપણાપર કરેલા ઉપકારનો બદલો વાળવો.

રજપૂતો, જયશિખર, જિતાશે, ગર્ભ, વિચાર્યું, છૂપી, જન્મ્યો, ઉછર્યો, અણુહિલ, દુશ્મનનાં, લુટારૂઓના, શ્રીદેવી, પરોણાગત, તિલક, ભૂલ્યો, મૂર્તિ, વાણીઆએ, વર્ષ, પ્રધાન, ઘડપણમાં.

પાઠ ૫૧ મો.

પાણી.

જિંદગીને=જીવવાને.

ઝરણ=જમીનમાંથી થોડુંથોડું નીકળી વહેતું પાણી; ઝરો.

રણ=ઝાડપાન કે પાણી ન મળે એવી રેતાળ જગા.

પૃથ્વીના ગોળાનો નકશો=પૃથ્વીના આકારના બનાવેલા ગોળાપર કાઢેલો નકશો.

ઢંકાએલો=ઢંકાઈ ગએલો.

મોટા સાગરો=મહાસાગરો.

નદી=મીઠા પાણીનો પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ સમુદ્રને કે બીજી નદીને મળે છે તે.

સરોવર=મોટું તળાવ.

પરસેવો=પસીનો.

નાળું=પાણી જવાનો નાનો રસ્તો.

ટાંકું=વરસાદનું પાણી ભરી રાખવાને ભોંયરા જેવું બનાવેલું તે.

અસ્વચ્છ=ચોકખું નહિ તે.

અનેક=એકથી વધારે; ઘણા.

વાવ=પગથીઆવાળો લાંબો કુવો.

સ્થિર=વહેતું નહિ તે.

વાળો=એક જાતનો કીડો.

કોગળીઉં=કોલરા; ઝાડા ઉલટીનો રોગ.

ફાટી નીકળ્યો હોય=ઘણાં માણસ મરણ પામતાં હોય.

સવાલ—પાણીની કોને કોને જરૂર છે ? પાણી કયાં કયાંથી મળી આવે છે ? રણ એટલે શું ? પૃથ્વીપર કેટલો ભાગ પાણી છે ? પ્રાણી ને વનસ્પતિના શરીરમાં કેટલું પાણી હોય છે ? વાદળાં શેનાં બને છે ? વાદળાં કયા કયા રૂપમાં પૃથ્વીપર પડે છે ? પીવામાં કેવું પાણી લેવું ? અસ્વચ્છ પાણી પીવાથી શું થાય ? અસ્વચ્છ પાણી પીવું પડે તો કેવી રીતે પીવું ? ગાળ્યા વગર ને ઊનું કર્યા વગર પાણી કયારે પીવું નહિ ?

બોધ—પાણી ઘણે ઠેકાણે મળી શકે તેવી ગોઠવણ પરમેશ્વરે કરેલી છે માટે તેનો પાડ માનવો, ને હરરોજ ભક્તિ કરવી.

સાર—પાણી ઊનું કર્યા પછી ગાળીને ઠંડું પડે ત્યારે પીવું.

વનસ્પતિની, જિંદગીને, પૃથ્વી, બિલકુલ, વસ્તી ઢંકાએલો, દરિયા, છિદ્રની, નક્કર, ચોકખું, સ્થિર, ઊનું, દુઃખ. (પાઠ પર મો નાગદમન.)

શ્રીકૃષ્ણ જમના કિનારે ગોવાળો સાથે દડી રમતાં તેમણે એક ગોપની દડી જે દોહમાં કાળિનાગ રહેતો હતો, તેમાં નાખી દીધી. તેથી ગોપે શ્રીકૃષ્ણ સાથ લડવા માંડયું. ત્યારે શ્રીકૃષ્ણે તરતજ કદમનાં ઝાડપર ચઢી જમનામાં ભુસકો માર્યો, ને જ્યાં નાગ સૂતો હતો ત્યાં ગયા, ને નાગને જગાડી,

તેની ફેણ પગ નીચે દાબી, નાક છેદી તેમાં દોરી પરોવી, મોરલી વગાડતા ઉભા રહ્યા. તે વિષે એ કવિતા છે.

પાઠ ૫૩ મો

ઘડીઆળ ભા. ૧ લો.

ઘડીઆળ=વખત જાણવાનું [યંત્ર.
લોલક=લટકણુ.
ચંદો=આંકડા માંડેલો ગોળ ભાગ.
આંકડા=અંક.
આંક=આંકડા.
મિનિટ કાંટો=મિનિટ બતાવનાર કાંટો; મોટો કાંટો.
કલાક કાંટો=કલાક બતાવનાર કાંટો; નાનો કાંટો.
ઘર=ખાનું; ભાગ.
ઉતાવળો=ઝડપથી.

ઘડીઆળ, શિખવું, અગીઆર, મિનિટકાંટો.

પાઠ ૫૪ મો.

ઘડીઆળ ભા. ૨ જો.

કાપા=લીટા.
કલાક=સાઠ મિનિટ.
મિનિટ=સાઠ સેકંડ.
૧૫ મિનિટ=૦। કલાક.
૩૦ મિનિટ=૦॥ કલાક.
૪૫ મિનિટ=૦॥। કલાક.
૬૦ મિનિટ=૧ કલાક.
કમ=ઓછી.

સવાલ—ચંદાપર કેટલા આંકડા માંડેલા છે? ચંદા પર કાંટા કેટલા છે? બંને કાંટામાં ફેર શું છે? નાના કાંટાને કયો કાંટો કહે છે? મોટા કાંટાને કયો કાંટો કહે છે? નાના કાંટાને કલાક કાંટો અને મોટા કાંટાને મિનિટ કાંટો શા માટે કહે છે? X, XI, IX, V, VI, IV, IIII, III આ આંકડાના નામ કહો. ૭ વાગે ત્યારે મિનિટ કાંટો

કયા આંકડાપર હોય અને કલાક કાંટો કયા આંકડા પર હોય છે ? મિનિટ કાંટો બાર ઘર ફરે ત્યારે કલાક કાંટો કેટલા ઘર ફરે છે ? કલાક કાંટા કરતાં મિનિટ કેટલા ગણો ઉતાવળો ચાલે છે ? બાર અને એકના આંકની વચ્ચે કેટલા કાપા છે ? એક ઘરથી બીજા ઘર વચ્ચે કેટલા કાપા છે ? બાર ઘરના બધું મળી કેટલા કાપા થયા ? કલાકની મિનિટ કેટલી ? પા કલાકની, અડધા કલાકની અને પોણા કલાકની મિનિટ કેટલી ? નાનો કાંટો સાત અને આઠની વચ્ચે છે એ પરથી કેટલા વાગી ગયા અને કેટલા વાગશે તે કહો. નાનો કાંટો VII ને VIII ની વચ્ચે છે ને મોટો કાંટો IIII છે ત્યારે કેટલા વાગ્યા કહેવાય, તે ત્રણ રીતે કહો.

બોધ—ઘડીઆળ જોતાં શીખવું જોઇએ કે જેથી વખતસર કામ કરાય.

વચ્ચે, રૂસ્તમજી, સાઠ, દસ, વીસ.

પાઠ ૫૫ મો. ખેડા જિલ્લો, મુખ્ય સ્થળો. ભાગ ૧લો.

જિલ્લો=ઘણા તાલુકા મળીને થએલો કલેકટરના તાબાનો ભાગ.

કલેકટર = જિલ્લાનો ઉપરી અમલદાર.

સદર=મુખ્ય.

મથક=ઠેકાણું.

સંગમ=નાની નદી મોટી નદીને જે જગાએ મળે છે તે જગા.

તાબે કર્યું=હવાલામાં સોંપ્યું.

છાવણી=મુકામ; રહેઠાણ.

જાહેર મકાનો=સરકારી કામ માટે લોકોને જવા આવવાની છુટ હોય એવાં મકાનો.

કારખાનું=ઘણા માણસ કામ કરી શકે એવું મકાન.

માતબર=પૈસાદાર; શ્રીમંત

રોનકદાર=ભભકાદાર.

અકીક=એક જાતનો ચળકતો રંગીત પત્થર.

કુંડ=છોથી બાંધેલો ઝરો.

ભાટ=એક જાતના બ્રાહ્મણ; ખરા ખોટાં વખાણ કરનાર.

પીડાતો=દુઃખી થતો.

જોમ=જોર; બળ; જુસ્સો.

પ-તો=ઠેકાણું.

વિષ્ણુ=પાલણ કરનાર.

માઇલ=પોણો ગાઉ.

કબર=દાટેલા માણસના ખાડા પર કરેલું ચણતર; ઘોર.

વિશાળ=લાંબો પહોળો.

આરામ=વિસામો.

મથાળું=ઉપલો ભાગ.

કમાન=અર્ધ ચંદ્રકાર જેવો ભાગ.

સીડી=નીસરણી.

ખંડેર=પડી ગએલો ભાગ.

પુસ્તકાલય=ઘણાં પુસ્તકો એકઠાં કર્યાં હોય એવું ઠેકાણું; લાયબ્રેરી.

જાણીતું=નામીચું.

કર્તા=બનાવનાર; રચનાર.

મરહૂમ=સ્વર્ગવાસી; મરનાર.

વતની=રહેવાસી.

ભરચક=ભરપૂર; ભરેલો.

પાટીદાર=કણબી.

રસાળ=ફળદ્રૂપ.

બુદ્ધિશાળી=અકકલબાજ.

ધીરધાર=પૈસાની આપ લે.

હોશિયાર=કાબેલ.

સવાલ—ખેડા, કપડવંજ, મહેમદાવાદ, નડિઆદ અને ઉમરેઠની જાણવા લાયક હકીકત કહો ને નકશામાં બતાવો.

જિલ્લો, નડિઆદ, જૂનું, વાત્રક, શેઢી, લશ્કર, સિદ્ધરાજ જયસિંહ, રજપૂત, ઊંડું, પત્તો, સોમેશ્વર, બ્રાહ્મણો, વિષ્ણુનું મંદિર, દોઢેક, હીંચકો, ટંગાવવા, રગથીઆંવાળી, ભાંયરામાં, ડાહીલક્ષ્મી, પુસ્તકાલય, સરસ્વતીચંદ્ર, મરહૂમ, ગોવર્ધનરામ, બુદ્ધિશાળી, હોશિયાર.

પાઠ ૫૬ મો. ખેડાજિલ્લો મુખ્ય સ્થળો ભાગ ૨ જો

જાત્રાનાં ઠેકાણાં = પવિત્ર સ્થળો.

મજલ=મુસાફરી.

દિનરાત=દહાડો રાત.

ઠાકોરજી=રણછોડરાયજી.

ભાન=સમજ; શુદ્ધિ.

માવો=માધવ. શ્રી કૃષ્ણને હેતમાં માધવને બદલે મા'વો કહેતાં.

કુરબાન=સફળ.

વૃદ્ધ=ઘરડો.

વિદુર= ધૃતરાષ્ટ્રના નાનાભાઈ.

પ્રહ્લાદ=હિરણ્યકશિપુનોપુત્ર; વિષ્ણુનો પરમ ભક્ત.

નૂર=તેજ.

વહેલ=ગાડું.

પગલાં = પગના તળીઆનો આકાર.

વિશેષ=વધારે.

દાખ્યું=કરી દેખાડયું.

સાખી=સાક્ષી; નિશાની.

ગોપાળ=ગાયને પાળનાર; શ્રીકૃષ્ણ.

લીંબ=લીમડો.

હેઠ=નીચે.
સંઘ=જાત્રાળુઓનું ટોળું.
નાર=સ્ત્રી.
નીરે=નાખે.
કોડ=હોંસ; ઉમંગ.
પાય=પગ.
પ્રતાપે=પરાક્રમથી.
નરભો=નરભેરામ.
પૂજારી=પૂજા કરનાર.
પલ્લું=ત્રાજવાનું છાબડું.
વાળી = નાકમાં પહેરવાનું ઘરેણું.
તુલસીપત્ર=તુલસીનું પાંદડું.
નાઉમેદ=નાખુશ; નારાજ.
ભવ્ય=સુંદર; સુશોભિત.
વિશાળ=લાંબું પહોળું.
સતારા=શિવાજીના વંશજોની રાજધાનીનું શહેર.
વતની=રહેવાસી.
માણેકઠારી પુનેમ=આસો સુદ ૧૫.
રથયાત્રા=અખાડ સુદ બીજ
જન્માષ્ટમી=શ્રાવણ વદ આઠમ; ગોકળઆઠમ.
સ્વામિનારાયણ=હિંદુ ધર્મના એક પંથનું નામ છે.
પંથ=ધર્મનો માર્ગ.
જીવન=જિંદગી.

સમજુતી—બોડાણાએ હાથમાં તુળસી રોપી ને રાતદહાડો ચાલવા માંડ્યું. તે રણછોડરાયજીનું ધ્યાન ધરે છે અને તેને શરીરનું ભાન પણ નથી. (૧)

બા-તેર વરસ એવી રીતે રણછોડરાયજીની સેવા કરી, તેથી રણછોડજીએ એની ભક્તિ માની લીધી. બોડાણાએ જુવાની સફળ કરી પણ ઘરડો બોડાણો પ્રભુનું ભજન કરી શક્યો નહિ. (૨)

રણછોડજીએ મનમાં વિચાર્યું કે બોડાણા અને ગંગા-બાઈની ભકિતને ધન્ય છે. જેવું પ્રહ્‌લાદ અને વિદુરનું તેજ તેવું તેજ બોડાણાનું છે. (૩)

---

ગાડું વાથી પણ વધારે ઝડપથી ચાલે છે એમ ચાલતાં ડાકોર આવ્યા, રણછોડજીએ લીમડાની ડાળી મીઠી કરી બતાવી પોતે ત્યાં આવ્યાની નિશાની મુકી. (૧)

લીમડાની નીચે પગલાં પૂજાયે છે, અને સર્વ જાત્રાળુઓ ત્યાં ભેટ મુકે છે, ગંગાબાઈ ઊઠયાં ને જુએ છે તો રણછોડજી બળદને ચાર નાખતા હતા. (૨)

રણછોડજી ડાકોરમાં રહ્યા ને ગુજરાતના લોકની હોંસ પુરી કરી, ગંગાબાઈ પગે લાગ્યા, આ વાત નરભેરામ ગુરુના પરાક્રમ વડે ગાય છે. (૩)

**સવાલ**—ડાકોરમાં કયે દિવસે મોટી જાત્રા ભરાય છે ? દ્વારકાથી રણછોડજીને ડાકોરમાં કોણ લાવ્યું ? સ્વામિનારાયણનો પંથ કોણે સ્થાપ્યો ? વડતાલમાં કયે કયે દિવસે મોટી જાત્રા ભરાય છે ?

**બોધ**-ખરા દીલથી ભકિત કરવાથી પરમેશ્વર દર્શન આપે છે.

**વડતાલ, મૂર્તિ, દ્વારકામાંથી, ક્ષત્રિયે, ભકત, શ્રી કૃષ્ણનાં, દર્શન, દિનરાત, બોત્તેર, વૃદ્ધ, ભકિત, પ્રહ્‌લાદ, સ્વપ્નું, વિશેષ, કબલ, તુલસીપત્ર, કાર્તકી,**

જન્માષ્ટમી, સ્વામિનારાયણ, સ્થાપનાર, અયોધ્યા, કાઠીઆવાડમાં, ચૈત્રી.

## સમાપ્ત.

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

બ્રિટિશ શાળા માટે

ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક ત્રીજાના અર્થની નોટ.



## પાઠ ૪ થો.

### કસરતનું જોમ.

જોમ=જોર; બળ.

કસરતી=કસરત કરનાર; તાલીમ બાજ.

જન=માણુસ.

તન=શરીર.

તસતસતું=ફાટ ફાટ થતું હોય એવું; બધા અવયવ બરાબર ખીલેલા હોવાથી જોરથી ભરેલું.

વદન=મોં.

આતુર=ઉમંગી; ખૂશ.

શૂરાતન કેરી=બહાદુરીની; હિંમતની.

ભરપૂર=ભરેલો.

રગ રગે=નસે નસમાં.

પસરી રહ્યું=ફેલાઇ રહ્યું.

ચરણ તળે=પગ નીચે.

ધરણી=પૃથ્વી.

ધ્રૂજે=હાલે.

ખમાય=સહન થાય; વેઠાય.

અન્યાય=ગેર ઈન્સાફ.

હણવા=મારવા; નાશ કરવા.

ઝૂઝે=મંડે; તૂટી પડે.

શોખ=ઇચ્છા; મરજી.

રોગ નામે=કોઇપણ રોગ.

નામે=જરાપણ.

નડશે=હેરાન કરશે.

ભોગ=સુખનો લહાવો; વિલાસ

લહેજત=મઝા; રસ; આનંદ.
જોગ=તક; વખત.
જોસ્સે=જોમથી; જુસ્સાથી.
ક્રોડ=કરોડ; સો લાખ; ઘણા.
ટળશે=મટશે; દૂર થશે.
વખાણ=તારીફ.
કસરત તણાં=કસરતનાં. તણાં એટલે નાં; શરીરની કેળવણીનાં.
ઊણું=ઓછું; કમી.
કશું=કંઇપણ.
વિજય=વિજયાશંકર કવિ.
વિજયચિત્ત=વિજયાશંકરના મનને.
શાંતિ=નિરાંત;. નચિંતાઇ.
વસે=રહે.

સમજુતીઃ—જે કસરતી માણુસ હોય, તેનું શરીર બધા અવયવ બરાબર ખીલેલા હોવાથી જોરવાળું હોય છે; તેનું મન ખુશીમાં રહે છે, અને મોં પણ હસતું દેખાય છે એટલે હસમુખા જણાય છે; એ બહાદુરીની વાતો કરવામાં ઉમંગી હોય છે. તેનામાં પુરીપુરી હિંમત હોય છે અને બધા કામમાં હરખાતો હોય છે, મતલબ કામ કરવાથી કંટાળતો નથી. તેની નસેનસમાં જોર ફેલાઇ રહ્યું છે, તેથી તેના ચાલવાથી જમીન પણ હાલે છે. તેનાથી જરાપણ ગેર ઈન્સાફ સહન થતો નથી, તેથી ગેરઇન્સાફનો નાશ કરવા તૂટી પડે છે. (૧)

જો કસરતનો શોખ રાખે તો રોગ નામે હેરાન કરશે નહિ. જો કસરતનો શોખ રાખે તો સુખનો લહાવો લેવામાં મઝા પડશે, જો કસરતનો શોખ રાખે તો જુસ્સાથી

બધી તક મળશે; જો કસરતનો શોખ રાખે તો શરીરનાં કરોડો દુઃખ મટી જશે, અરે શરીરની કેળવણીનાં હું કેટલા વખાણ કરૂં ! મતલબ કે જેટલા વખાણ કરૂં તેટલાં ઓછાં છે. વિજયાશંકર કવિના મનમાં નિરાંત રહે છે કે એ કસરતનું જોમ કંઈપણ ખામી નહિ રાખે. (૨)

સાર—કસરતનો શોખ રાખવો.

તસતસતું, હસતું, આતુર, ધ્રૂજે, ઝૂઝે, લહેજત, જોસ્સે, દુઃખ, કશું, ચિત્ત, શાંતિ,

પાઠ ૮ મો.

કુમળાં દિલની દાઝ.

કુમળાં=નાજુક.
દિલની=મનની.
દાઝ=લાગણી.
લેશ=જરાપણ.
દુભવજો=ખોટું લગાડજો; માઠું લગાડજો.
ફુલડાં=કુમળાં ફૂલ.
ફુલવજો=ખિલાવજો.
દૃષ્ટિ=નજર. સામે જોવું તે.
ડંખ=ઝીણું કરડવું; ચટકો.
દૃષ્ટિના ડંખ=કરડી નજરે જોવું તે.
અમીની નજરે=મીઠી નજરે.
રસ=પ્રેમ.
સંગે=સાથે; સોબતે.
કાળાં ગોરાં=નઠારા કે સારાં વચન.
ઉજમાળા=મીઠા.
ઉજળાં=સાફ; આનંદી.
ભાવ=પ્રેમ; હેત.
જગવજો=જગાડજો.
નિર્બળ=જોર વગરનાં; ઓછા જોરવાળાં.
પ્રબળ=ખૂબ જબર.
વિલસજો=ખિલાવજો.
લલિત=કવિ જન્મશંકર બુચ.

સમજુતી-બાળકોનાં નાજુક મનને કોઈ જરાપણ માઠું લગાડશો નહિ; પણ કુમળાં ફૂલની પેઠે સંભાળીને હેતથી તેમને ખિલાવજો.

એમને કરડી નજરે જોશો નહિ, એમનામાં મીઠી નજરે પ્રેમ ભરજો. બસ મનરૂપી દરિઆમાં એમની સંગાતે ફરજો. નાજુક મનને કોઇ જરાપણ માઠું લગાડશો નહિ.

એમને નઠારાં કે સારાં વચન કહેશો નહિ. એમની સાથે હસતે મોંએજ વાત કરીને એમને હસાવજો. મીઠાં બોલથી એમને આનંદી-ખુશ કરજો. નાજુક મનને કોઇ જરા પણ માઠું લગાડશો નહિ.

હંમેશાં ભરોસે રહેનાર એ નાજુક દિલડાંને કોઈપણ છેતરશો નહિ. એ કપટ વગરનાં ભોળાં બાળકોમાં પ્રેમ જગાડજો. એ જોર વગરનાંને ખૂબ જોરવાળાં બનાવી ખિલાવજો. નાજુક મનને કોઇ જરાપણ માઠું લગાડશો નહિ.

રૂસડાં, દૃષ્ટિ, નિર્બળ, પ્રબળ.

પાઠ ૧૩ મો.

**આંધળા આગળ આરસી.**

**આંધળા આગળ આરસી=** આંધળા આગળ આરસી નકામી છે, કારણ કે તે આરસીમાં જોઇ શકતો નથી. એવીજ કહેવત "બહેરા આગળ શંખ."

આરસી=દર્પણ.

અભ્યાસ=મહાવરો; ટેવ.

સ્વાદ=મજા; લહેજત.

નાદ=અવાજ.

| | |
|---|---|
| કાવ્યકળા=કવિતા બનાવવાનો હુન્નર. | કોકિલ=કોયલ. |
| ગજરાજ=હાથીનો રાજા; મોટો હાથી. | કાગ=કાગડો. |
| દીસે=દેખાય; જણાય. | પાસ=પાસે. |
| અતિ=ઘણો. | બધીર=બહેરો. |
| ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ. | શંખ=દરીઆમાંના જીવડાનું ઘર. |
| નિર્ધન=પૈસા વગરનો; ગરીબ | બજાવ્યો=વગાડયો. |
| મર્કટ=વાંદરો. | જાણ=ખબર. |
| મર્કટ કંઠે=વાંદરાની કોટે. | ઘણેરું=પુષ્કળ; ઘણું. |
| ધર્યો=પહેર્યો. | સૂણ્યા=સાંભળ્યા. |
| મણિહાર=મણિની માળા. | શ્રવણ=કાને. |
| પ્રહાર=માર; ઘા. | સ્વર=શબ્દ. |
| | સૂણી=સાંભળી. |

સમજુતી—જેને જેનો મહાવરો નથી, તેને તેમાં મઝા પડતી નથી. જેમકે આંધળા આગળ આરસી ધરી હોય તોપણ તે તેમાં જોઇ શકતો નથી, તેમજ બહેરા આગળ અવાજ થતો હોય તો તે સાંભળી શકતો નથી. કારણ કે તેનો તેને અનુભવ નથી, તેથી તેને મઝા પણ પડતી નથી. (૧)

આંધળા આગળ સુંદર આરસી ધરીએ, તોપણ તે તેને કંઇ કામની નથી. તેમજ જો હાથી ઘણો સારામાં સારો દેખાય છે, પણ તે પૈસા વગરનાને કંઇ કામનો નથી. (૨)

જેમ વાંદરાની કોટમાં મણિનો હાર પહેરાવ્યો હોય પણ વાંદરો મણિના હારને માર સમજી આઘે ફેંકી દે છે; તેમ અક્કલ વગરના માણસ પાસે કવિતા બનાવવાનો હુન્નર કહીએ તો તે બહેરાની આગળ શંખ વગાડયો હોય તેના જેવું છે. કારણ કે તેને તેનો અનુભવ નથી. તેથી તેને તેમાં મઝા પડતી નથી. (૩)

જેને કોયલ કે કાગડાના રાગની કદી ખબર નથી તે કદાચ કાગડાના રાગના ઘણા વખાણ કરે, પણ જેણે કોયલના સારા શબ્દ કાને સાંભળ્યા છે, તે તો કાગડાના શબ્દ સાંભળીને તેને કોયલ માનનાર નથી. (૪)

સાર—જેને જે વાતનો અનુભવ નથી તેને તે વાતમાં રસ પડતો નથી.

અભ્યાસ, ઉપયોગની, અંધની, આરસી, ઉત્તમ, નિર્ધનને, મર્કટકંઠ. મણિહાર. પ્રહાર, ઉડાવ્યો, મૂર્ખ, બધીરની, કોકિલ, સૂણ્યા. શ્રવણ.

પાઠ ૧૬ મો.

વરતાવો જયજયકાર.

જયજયકાર=વખાણ.

વરતાવો=કરાવો.

ભરતભૂમિ=ભરત રાજાની ભૂમિ; હિંદુસ્તાન દેશ; ભરતખંડ.

મુજ=મારા.

દેશતણા=દેશના.

નરરત્ન=ઉત્તમ પુરુષો.

ધરણી=પૃથ્વી; દેશ.

ધ્રુજાવી=ગજાવી.

પ્રયત્ન=મહેનત; ઉપાય.

તમ=તમારૂં.
શૌર્ય=હિંમત; શૂરાતન.
પ્રીતિ=પ્રેમ; હેત.
વીરા=બહાદુર ભાઈઓ.
સહુ ઠાર=સૌ ઠેકાણે; બધે.
નિજ=પોતાની; આપણી.
જગમાં=જગતમાં.
ખબરદાર=પારસી કવિ.

**સમજુતી**–ઓ! ભરતભૂમિના પુત્રો, મારા દેશના ઉત્તમ પુરૂષો જે લાખો ઉપાયો કરીને પૃથ્વી ગજાવી ગયા છે, તે મારા દેશના ઉત્તમ પુરૂષો છે.

હે ભાઈઓ! તેમની પેઠે તમારી હિંમત અને તમારો પ્રેમ બધે ઠેકાણે ભરી દેજો.

આપણા દેશના જગતમાં વખાણ કરાવો.

સાર–દેશની આબાદી થાય એવાં કામ કરો.

**ભરતભૂમિ, નરરત્ન, ગૂંજાવી, પ્રયત્ન, શૌર્ય પ્રીતિ**

પાઠ ૨૧ મો. કોયલ.

કોયલડી=નાજુક ને મીઠી કોયલ.
ગીતડાં=સુંદર ગીતો.
શોકથકી=દીલગીરીથી.
દીસે=દેખાય
દૂર=આઘે.
નિત્ય=હંમેશાં.
હર્ષતણે=હરખને.
પૂર=રેલ.
સ્વર=અવાજ.
તુજ=તારો.
અનુપમ=જેની જોડ નહિ એવું; બેનમુન

| | |
|---|---|
| **વસે**=રહે. | **મુજને**=મને. |
| **અદ્ભુત**=નવાઈ પમાડે એવું | **રસાળ**=રસવાળું; મીઠું. |
| **ગાન**=ગાયન. | **આંબામોર**=આંબાના ફૂલનો ગુચ્છો. |
| **ખરે**=ખરેખર; સાચે. | **માળ**=માળા; હાર. |
| **સ્વર્ગ**=દેવલોક; આનંદનું ધામ. | **નરસિંહરાવ**=નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ અમદાવાદના નાગર કવિ છે. |
| **સ્થાન**=ઠેકાણું; જગા. | |
| **વારંવાર**=વારેવારે. | |
| **અમી**=અમૃત. | |
| **ઉચ્ચાર**=બોલ; અવાજ. | |

**સમજુતી**–હે નાજુક ને મીઠી કોયલ! તું ક્યાં છુપાય છે? તું મધુર ગીતો ગાતી જાય છે, દીલગીરીથી તો આઘેજ રહેતી જણાય છે, અને હંમેશાં હરખની રેલમાંજ રમે છે. ૧

તારો અવાજ મીઠો અને જેની જોડ નહિ મળે એવો જણાય છે. તું ક્યાં રહી છે તે હું જાણતો નથી. નવાઈ પમાડે એવું ગાયન તું ક્યાંથી શીખી? ખરેખર, એની જગા સ્વર્ગ એટલે આનંદના ધામ સમાન છે. ૨.

વારંવાર 'કુહૂ કુહૂ' કરતો તારો અવાજ અમૃત વરસાવે છે, અને મને રસિક ગાયન શિખવે છે. હું તને આંબાના મોરનો હાર આપું છું. ૩.

**ગીતડાં, હર્ષ, અદ્ભુત, સ્વર્ગ,**

## પાઠ ૨૬ મો.
## કવિતા ને નીતિ.

નીતિ=સારી ચાલ.
જ્ઞાનબળ=જ્ઞાનરૂપી બળ; સમજશક્તિનું જોર.
છકુ=મદ; અભિમાન.
ઉતરે=ઓછો થાય.
વૃદ્ધ=ઘરડો.
ઉપજાવે=પેદા કરે; મેળવે.
અંતરમાં=મનમાં.
રસ=મઝા.
સોળ આની=પુરેપુરો.
સતનો મારગ=સાચો રસ્તો.
સૂઝે=જણાય; માલમ પડે.
સુધારસ=અમૃતનો રસ.
સમ=જેવી.
સુકવિતા=સારી કવિતા; જેમાંથી બોધ મળે એવી કવિતા.
અવગુણકારી=નુકસાન કરનારી.
દોષ=ખામી; ખોડ.
નાદાનીનો=છોકરવાદીનો; અવિચારનો.
કીર્તિ=આબરૂ; ઇજ્જત.
કાવ્યથકી=કવિતાથી; કવિતા વડે.
પ્રીતિ=હેત; પ્યાર.
પ્રજાની=રૈયતની.
બોધ=શિખામણ; ઉપદેશ.
શુદ્ધ=સારી; નીતિવાળી.
અનીતિ=ખરાબ ચાલ; દુર્ગુણ,
હણી=નાશ કરી.
આનંદામૃત=આનંદ રૂપી અમૃત.
કથનમાં=કહેવામાં.
જ્ઞાતા=જાણનાર.
જુક્તિ=કળા; ખુબી.
ભોગ્ય=ભોગવવા લાયક.
તે ભોગ્ય તેને પડે=તેને તે સારૂં ફળ આપે.

| | |
|---|---|
| પિતુ=પિતા; બાપ. | લજાશે=શરમાશે. |
| ભ્રાત=ભાઇ. | રીતિ=રીત. |

આ કવિતામાં કવિએ કવિતાને એક પીવાની ચીજ જેવી વર્ણવી છે.

**સમજુતી**—જો બાળક પણ કવિતા પીએ એટલે કવિતા વાંચે, તો તેની સમજશકિતનું જોર ઘણું વધે, જો જુવાન માણુસ કવિતા વાંચે તો તેનો જુવાનીનો મદ ઓછો થાય, જો ઘરડો માણુસ કવિતા વાંચે તો તેનામાં હિંમત ને બળ વધે, અને મનમાં પુરેપુરી મજા મેળવે (૧)

જો પતિવ્રતા સ્રીઓ નીતિની કવિતા વાંચે, તો તેને સાચો રસ્તો માલમ પડે, જો નાની અને મોટી સ્રીઓ નીતિની કવિતા વાંચે તો તેને અમૃતના રસ જેવી મઝા આપે. જેમાં અવિચારની જરા પણુ ખામી દેખાય નહિ. એવી સારી કવિતા કોઈને નુકસાન કરતી નથી. (૨)

કવિતા વડે આબરૂ મળે અને વળી લોકોની ઘણી પ્રીતિ મળે, નીતિવાળી કવિતા દુર્ગુણુનો નાશ કરીને નીતિની શિખામણુ પણુ આપે છે; કવિતા જાણુનારને કવિતા કહેવામાં આનંદરૂપી અમૃત મળે છે, મતલબ કે કવિતા કહેવામાં તેમને રસ પડે છે. જે કવિતાની ખુબી સમજી જાણે તેને તે (કવિતા) સારૂં ફળ આપે છે. (૩)

જે વાત છોકરી, બેનો, બાપ અને ભાઇ પાસે બોલતાં બહુ શરમ આવે એવું લખે તેને અનીતિ કહીએ સારા માણસની એવી રીત નથી, મતલબકે સારા માણસ એવી કવિતા લખતા નથી.

સાર—સારી કવિતા આબરૂ, અને પ્રીતિ આપે છે, અને વળી આપણામાંથી દુર્ગુણોનો નાશ કરી નીતિની શિખામણ આપે છે.

બોધ—સારી કવિતા વાંચવાથી દુર્ગુણો નાશ પામે છે અને સદ્ગુણો આવે છે. પણ અનીતિની કવિતા વાંચવાથી સદ્ગુણો નાશ પામે છે અને દુર્ગુણો આવે છે. માટે નીતિનીજ કવિતા વાંચવી

**નીતિ, વૃદ્ધ, હિંમત, સૂઝે, સુકવિતા, કીર્તિ, પ્રીતિ, શુદ્ધ, અનીતિ, આનંદામૃત, જુકિત, ભ્રાત.**

પાઠ ૩૧ મો.

આપસમાન બળ નહિ.

આપ સમાન બળ નહિ= પોતાના કામમાં પોતાના જેવું જોર બીજા કોઈનું કામ લાગતું નથી.
મહેનત થકી=મહેનતથી.
સદા=નિત્ય; હંમેશાં.
સહાય=મદદગાર.
હરિ=પરમેશ્વર;
ફળ=ફાયદો; લાભ.
ફોક=નકામો; ફોગટ.
પરબળ=પારકાનું જોર.
કોય=કોઇ.
મેઘ=વાદળું.
સમાન=બરાબર; સરખું.

| | |
|---|---|
| તોય=પાણી. | ભલું=સારૂં. |
| ભાગ્ય=નસીબ. | તક=વખત; સમો; સમય. |
| ભરોસો=વિશ્વાસ. | વહી જાય=જતો રહે. |
| મોટ=મોટી; ઘણી; | દરિદ્ર=ગરીબાઈ; દરિદ્રતા. |
| લુલું=લંગડું. | લેય=લે. |
| શ્રમ=મહેનત. | તાકી રહે=ધારી રહે. |
| ખોટ=નુકસાન; હાનિ; ટોટો. | નિમથકી=નિયમથી. |
| જોરાવરૂં=જબરૂં. | મુખપાઠ=મોંએ કરેલું તે; કવિતા. |
| ધણી=માલિક. | પોથી=ચોપડી. |
| તજી=છોડી; મૂકી. | ખરી=નક્કી. |
| તેહને=તેને; આળસને. | લક્ષેજ=ધ્યાનથી. |
| ઉદ્યમ=મહેનત. | શીખે થકો=શીખવાથી. |
| સજ્જન=સારા માણસ. | સંસારે=દુનિયામાં. |
| ઇચ્છા=મરજી. | વકી=સંભવ; આશા. |
| તત્ક્ષણ=તરતજ; તેજ વખતે. | |

**સમજુતી**—લોકો બધાં કામ મહેનતથી કરે છે, તેથી પરમેશ્વર હંમેશ મદદ કરે છે, ને લાભ નકામો જતો નથી. (૧)

જે કામ આપણે કરી શકીએ તે કામ કોઈ પારકાનું બળ કરે નહિ; કારણ કે વરસાદના જેવું બીજું પાણી નથી તેમ આપણા જેવું બીજું કંઇ બળ નથી. (૨)

નસીબને ભરોસે બેસી રહેતો નહિ, પણ ઘણી મહેનત કરજે; કારણકે મહેનત વગર નસીબ લુલું છે, તેથી નસીબને ભરોસે રહેવાથી વેપારમાં ખોટ આવે (૩)

આળસ જબરૂં થઇને શરીર ને મનનું માલિક થાય છે; માટે આળસને કાઢી નાખીને સારા માણસ તું મહેનત કર. (૪)

જ્યારે સહેલું કામ કરવાની મરજી થાય, ત્યારે તે તરતજ કરવું સારૂં છે, કારણ કે નહિ તો સમો ચાલ્યો જાય. (૫)

આળસને ગરીબાઈ ને દુઃખનો બાપ સમજી લે. મતલબ કે ગરીબાઇ ને દુઃખનો પેદા કરનાર આળસ છે. ગરીબાઇ ધારીને જોઇ રહેલી છે, માટે ઊંઘને વહાલી કરવી નહિ મતલબ કે વધારે વખત સૂઈ રહેવું નહિ. (૬)

ઇમારત મોટી હોય છે તોપણ દરરોજ નિયમ પ્રમાણે બંધાતા તે પુરી થાય છે, ચોપડી નિયમ પ્રમાણે વાંચવાથી તે નક્કી મોંએ થાય છે. વિદ્યા તે પણ નિયમ પ્રમાણે ધ્યાનથી શીખવાથી આવડે છે. વળી દુનિયામાં મહેનતથી નીતિ અને સુખ મળવાનો સંભવ છે. (૭)

**સાર**—(૧) આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. (૨) નિયમ પ્રમાણે થોડું થોડું કામ કરવાથી અઘરૂં કામ પણ સહેલાઈથી પુરૂં થાય છે.

મહેનતથી, ભરૂસો, તત્ક્ષણ, દરિદ્ર, ઊંઘ, વહાલી, શાર્દૂલ વિક્રીડિત, બંધાતી, નિત્યે, વાંચેથી, લક્ષેજ, ઉદ્યમથકી.

પાઠ ૩૫ મો. ઘડપણ.

કેણે=કોણે.
જોબન=જુવાની.
સૌ કાળ=હંમેશાં; નિત્ય.
ઉમર=ઉમરો.
પાદર=ગામનો છેડો.
પરદેશ=બીજો દેશ.
ઉજળા=સફેદ.
કેશ=વાળ.
રાબડી=ઘીમાં લોટને શેકયા પછી પાણી સાકર નાખી ઉકાળેલો પાતળો પદાર્થ.
ધ્રૂજે=થરથરે.
કાચ=કાયા; શરીર.
નવ=નહિ.

સમજુતી—ઘડપણ કોણે મોકલ્યું ? મેં તો જાણ્યું હતું કે હંમેશાં જુવાની રહેશે ઘડપણ કોણે મોકલ્યું! (૧)

ઘડપણ આવ્યું તેથી ઉમરો ઓળંગવા જેટલું ચાલવું તે, ડુંગરો ઓળંગવા જેવું કઠણ થાય છે; ગામને પાદરે જવું તે પરદેશ જવા જેવું કઠણ ને ઊઠીને ઘરની ગોળી-માંથી પાણી લેવું તે જાણે ગંગા નદી જેટલું દૂર ગયા હોઈએ એવું થાય છે. શરીરે ધોળા વાળ આવ્યા. ઘડપણ કોણે મોકલ્યું! (૨)

નાનપણમાં લાડવા ખાવા ગમે, અને ઘડપણમાં સેવ ભાવે છે, રોજને રોજ રાબડી પીવા જોઇએ એવી એ ઘડ-પણની ટેવ ખરાબ છે. ઘડપણ કોણે મોકલ્યું! (૩)

ઘડપણ આવ્યું તેથી આંખે તો દેખાય નહિ અને કમતાકાતને લીધે શરીર થરથર ધ્રૂજે છે. ખાધેલું અનાજ પચતું નથી. ઘડપણ કોણે મોકલ્યું! (૪)

બોધ—ઘડપણમાં કાંઇપણ કામ થઇ શકતું નથી માટે જુવાનીમાંજ ઇશ્વરભક્તિ કરવી.

સૂઝે, ધ્રૂજે, અન્ન.

પાઠ ૪૨ મો.

શ્રી કૃષ્ણનું બાળપણ.

શ્રી કૃષ્ણના જન્મથી તે મથુરા રહેવા ગયા ત્યાં સુધીની વાત શિક્ષકે શરૂઆતમાં કહેવી. શ્રીકૃષ્ણનો વિયોગ થવાથી જસોદા માતા બાળલીલા–નાનપણની રમતો સંભારી સંભારીને શોક કરે છે, તે વખતની આ કવિતા છે.

બાળપણ=નાનપણ.
કોટે=ડોકે.
કુંવર=રાજાનો છોકરો.
માહારો=મારો.
ઓ દેવ=હે પરમેશ્વર.
કહી=ક્યાં.
સ્ફટિકમણિ=એક જાતનો ઉત્તમ મણિ.
સ્તંભ=થાંભલો.
પ્રતિબિંબ=સામી છબી; પડછાયો.
નિરખતો=જોતો.
સંગે=સાથે.
તેહને=થાંભલામાં પડેલા પોતાના આકારને.
હૈયામાં=મનમાં.
હરખતો=ખુશ થતો.

હઠ કરી=મમત કરીને.
હેઠું=નીચે.
શ્યામ=શ્રી કૃષ્ણ. (એ રંગે આકાશ જેવા ઘેરા-કાળા આસમાની રંગના હતા તેથી શ્યામ કહેવાય છે.)
દધીનું=દહીંનું.
પાત્ર=વાસણ.
ભાજ્યું=ભાંગી નાંખ્યું.
વાંક=ગુનો; કસુર.
અનુખસે=ખાંડણીઆ સાથે; ઉખળા સાથે.
રાંક=ગરીબ.
સાંભરે=યાદ આવે.
શોચમાં=દિલગીરીમાં; હૈયા શોકમાં
મુજ=મારૂં.
હૈયું=મન.
બળે=દુખી થાય
દયાના=દયારામ કવિના.
પ્રભુ=ધણી; સ્વામી.
પ્રાણવલ્લભ=જીવ જેવા વહાલા.
બળતર=દુઃખ; સંસારના તાપ.
ટળે=મટે; દૂર થાય.

**સમજુતી**—જસોદા માતા કહે છે કે, મારો પુત્ર ડાકે બાઝતો હતો અને છોડાવીએ તો છૂટે નહિ એવો હતો; તે મારો દીકરો કયાં ગયો! હે પરમેશ્વર! હવે હું કયાં જાઉં? (૧)

કાચ જેવા ચળકતા સ્ફટિકમણિના થાંભલામાં પોતાનો પડછાયો જોતો અને તેની સાથે રમવાને મનમાં બહુ હરખાતો. (૨)

તે મમત કરીને તે થાંભલામાં પડેલી પોતાની
ાખણ આપવા જાય, અને તે માખણ થાંભલા
ગીને નીચે પડી જાય; ત્યારે એ મા, જો ! એ ખાતો
મ કહીને કૃષ્ણ રડતા હતા. (૩)
કવાર દહિંનું વાસણ ભાંગી નાંખ્યું, એ વાંક એનાથી
ને વાસ્તે મેં એને ખાંડણીઆ સાથે બાંધ્યો, ત્યારેએ
થઇને બેસી રહ્યો હતો.
નું એ બધું સુખ યાદ આવે છે, અને મારૂં મન
માં બળે છે. જીવ જેવા વહાલા એ દયારામના
ીકૃષ્ણ મળે તોજ દુઃખ મટે.

ટિકમણિ, સ્તંભમાં, પ્રતિબિંબ, પોતાનું,
ા, ઘણું, હેઠું, શ્યામ, દધીનું પાત્ર, ભાજ્યું,
ો, એનું, શોચમાં, હૈયું, પ્રાણવલ્લભ,

મો. નીતિબોધ.
ારી ચાલ.
ાખામણ.
ધ=સારીચાલને માટે
ખામણ.
=દેશી બાઈઓ.

ભવિષ્યને=નસીબને. આવતા વખતને.
ભરોસે=વિશ્વાસે.
ઘેલા=ગાંડા.
સત્વર=ઝડપથી; વહેલા; ઉતાવળે; જલદી.

જગમાંહ્ય=જગતમાં.
સુધરો=સુધરી જાઓ.
સુધારો=સારા રિવાજ.
આપ=તમે; પોતે.
બાલકાળ=નાનપણ; બચપણ.
વિણ=વગર; વિના.
વહિ જશે=ચાલ્યો જશે; જતો રહેશે.
વહેમતણી=વહેમની.
બેડી=બંધન; કેદીને હાથે લોઢાનાં કડાં પહેરાવે છે તે.
દુર્ગંધ=નઠારી વાસ; આ ઠેકાણે દુર્ગંધ=નઠારા રિવાજ.
સ્વચ્છ=ચોકખી.
સુધારાકેરી=સુધારાની.
ચાખીને=ભોગવીને.
બંધુસુખ=ભાઈભાઈનું સુખ.
વિસ્તાર=ફેલાવો;
પર=પારકાની.
લાભ=ફાયદો.
સાર=સારાં; નકકી.
હિત=ભલું.
ઇર્ષ્યા=અદેખાઈ.
ભાંગતા=તોડી પાડતા.
એકલપેટા=સ્વાર્થી; પેટભરા; પોતાનું જ ભલું તાકનાર.
ભવ=જન્મારો.
ખૂટે=ચાલ્યો જાય.
નિરધાર=નકકી.
કાયદો=બંધારણ; નિયમ.
ઘડી મૂકયો=બનાવી મૂકયો.
જગમોઝાર=જગતમાં.
મલબારી=એ એક પારસી કવિ છે.

**સમજુતી**-હે દેશી ભાઈઓ! એક બીજાની સામે શું જોયા કરો છો? એમ જોતાં જોતાંમાં તો આંખો મિચાઈ જાય. મતલબ કે મરીશું. હે ગાંડા ભાઈઓ! નસીબને-આવતા વખતને વિશ્વાસે કેમ સૂઈ રહ્યા છો! ઊઠો, જગતમાં ઝટ બહાર પડો. ૧

'સુધરો, સુધરો' એમ એક બીજાને કહ્યા કરવાથી સુધારો નહિ થાય. 'સુધરો' એમ બીજાને કહેતાં પહેલાં પોતે જાતેજ સુધરવું–સારા થવું જોઇએ. તમે તમારાં બાળકના બાપ છો તેજ જો તમે ન સુધરો તો તમારા બાળકનું બચપણ પણ સુધારા વગર ચાલ્યું જશે. (૨)

વહેમના બંધનને તોડી નાંખીને નઠારીવાસ જેવા કુધારાઓથી ઝટ બહાર નીકળો. સુધારાનો ચોકખો વા ચાખીને એક બીજા વચ્ચેના બંધુ સુખનો ફેલાવો લંબાવો. (૩)

પારકાએ કરેલી મહેનતનો ફાયદો આપણે ભોગવવાનું કદીપણ માગતા નહિ. પોતે જાતે બી વાવીને (ઝાડ ઉગાડીને) પછી તેનાં ફળ નક્કી ચાખો. કોઈનું ભલું થતું હોય તે કદીપણ અદેખાઇથી તોડી પાડતા નહિ. પોતાનુંજ ભલું કરવાની દાનતવાળા એકલપેટા થશો તો નરકે જશો ને માર ખાશો. (૪)

સુધારો કરીને બધાને લાભ કરજો. એમને એમ બેસી રહેતાં તો નક્કી જન્મારો ચાલ્યો જશે. મહેનત, મહેનત ને મહેનતજ ખરી છે. એ કાયદો પરમેશ્વરે જગતમાં બનાવી મૂક્યો છે. ૫

## પાઠ ૫૨ મો.

## નાગદમન.

નાગદમન=નાગને વશ કરવું તે
દમન=વશ કરવું તે.
પ્રભાતીઉં=સવારના પહોરમાં ગાવાની કવિતા.
જળકમળ=પાણીમાંનું કમળ
છાંડી=છોડી; મૂકી.
બાળા=બાળક; શ્રીકૃષ્ણ.
સ્વામી=ધણી; વર.
બાળહત્યા=બાળકને મારી નાખવો તે.
મારગ=રસ્તો.
વેરી=દુશ્મન.
વળાવીઓ=મોકલ્યો.
નિશ્ચય=નક્કી.
કાળજ ખૂટયો=મોતજ આવ્યું.
શીદ=શા માટે.
જુગટું=જુગાર.
શીષ=માથું; શિર.
પૂરો=ભરપુર.
દીસંતો=દેખાતો.
કોડીલો=હોંસીલો, ઉમંગી.
કોડામણો=વરણાગીઓ; ફુટડો
અળખામણો=અણમાનીતો.
નટવર=નાચનારામાં શ્રેષ્ઠ.
નહાનડો=નાનો.
કહાનડો=કહાન; કાળીઓ;
લાખ સવાનો=સવા લાખનો.
હાર=ગળામાં પહેરવાનું ઘરેણું.
દોરીઓ=દોરો; ગળચવો.
ચોરીએ=ચોરી.
ચરણ ચાંપી=પગ દાબી.
મરડી=અમળાવી.
બળવંત=જોરાવર.
બળીઆ=જોરાવર.
બાથ વળગ્યા=એક બીજાએ બાથમાં દબાવ્યા.
નાથ્યો=નાક વીંધી તેમાં દોરી ઘાલી વશ કર્યો.
સહસ્ર=હજાર.

| | |
|---|---|
| ફેણા=ફેણ. | સ્વામિ=માલિક; શ્રીકૃષ્ણ. |
| ફુફ્વે=ફુંફાડા મારે. | કંથને=ધણીને; નાગને. |
| ગાજે=ગર્જના કરે. | અપરાધી=ગુનેગાર. |
| હાથીઓ=હસ્ત નક્ષત્ર. | ભગવંતને=પ્રભુને. |
| વિલાપ કરે=બોલીને રડે. | નરસૈંયાના નાથ=નરસિંહ મહેતાના ધણી; શ્રીકૃષ્ણ. |
| કર=હાથ. | |
| વીનવે=કાલાવાલા કરે. | |

**સમજુતી**—નાગણ શ્રીકૃષ્ણને કહે છે કે જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. કારણ કે અમારો ધણી-નાગ જાગશે, જો જાગશે તો તને મારી નાંખશે અને તેથી મને બાળ હત્યા લાગશે. માટે તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૧)

હે બાળક ! તું રસ્તો ભૂલ્યો છે કે તારા દુશ્મને તને મોકલ્યો છે તે કહે. તું અહીં શું કરવા આવ્યો ! નક્કી તારૂં મોત આવ્યું છે. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૨)

શ્રીકૃષ્ણ કહે છે કે હે નાગણ ! હું રસ્તો ભૂલ્યો નથી, તેમજ મારા દુશ્મને મને મોકલ્યો નથી, હું મથુરા નગરીમાં જુગાર રમતાં નાગનું માથું હારી ગયો છું. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૩)

નાગણ કહે છે, તું રંગમાં સારો, દેખાવમાં પુરેપુરો, હસીલો અને પુટડો દેખાય છે. તારી માએ કેટલા છોક-

દાને જન્મ આપ્યો કે તેમાં તું અણુમાનીતો. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૪)

શ્રીકૃષ્ણ કહે છે, મારી માએ બહુને જન્મ આપ્યો. તેમાં હું નાનો નાચનારાઓમાં શ્રેષ્ઠ છું. તારા નાગને જગાડ, મારૂં નામ શ્રીકૃષ્ણ કાળીઓ છે. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૫)

નાગણ કહે છે, તને મારો સવા લાખનો હાર આપું, અને વળી તને ગળચવો આપું એટલું મારા ધણીથી છાનું તને ચોરી આપું. પણ તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૬)

શ્રી કૃષ્ણ કહે છે; હે નાગણ ! તારા હારને શું કરૂં ! તારા ગળચવાને શું કરૂં ! તારે શા માટે ઘરમાં ચોરીઓ કરવી ! તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૭)

નાગણે નાગનો પગ દાબી મૂછ અમળાવીને કહ્યું કે હે જોરાવર ઊઠોને, બારણે કોઈ બાળક આવ્યો છે તે આપને બોલાવે છે. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૮)

નાગ ને શ્રીકૃષ્ણે બંને જોરાવરોએ બાથંબાથી કરી, પણ શ્રીકૃષ્ણે કાળિનાગનું નાક છેદી તેમાં દોરી પરોવી; તેથી જેમ ગગનમાં હસ્ત નક્ષત્ર ગાજે તેમ નાગ હજાર ફેણથી ફુંફાડા મારે. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૯)

બધી નાગણો મોઢેથી બોલીને રડે છે; જે નાગને એ બહુ દુઃખ આપશે. મથુરા નગરીમાં લઈ જશે અને પછી નાગનું માથું કાપી નાખશે. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૧૦)

નાગણો બે હાથ જોડીને કાલાવાલા કરે છે કે હે શ્રી કૃષ્ણ ! અમારા ધણીને (નાગને) છોડી મૂકો. અમે અપરાધી કંઈ સમજ્યા નહિ, અને પ્રભુને ઓળખ્યા નહિ. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૧૧)

સર્વે નાગણીઓએ થાળ ભરી મોતીથી શ્રીકૃષ્ણને વધાવ્યા; અને નરસિંહ મહેતાના ધણી (શ્રી કૃષ્ણ) પાસેથી નાગણે નાગને છોડાવ્યો. તું જળમાંના કમળને છોડીને ચાલ્યો જા. (૧૨)

## સ્વામી, બાળહત્યા, નિશ્ચય, અળખામણો.

**પાઠ ૫૭ મો.**

**વીરાનાં વારણાં.**

વીરો=ભાઈ; બંધુ.

વારણાં=ઓવારણાં.

અમ્મા=બધી તરફ ક્ષમા મળે એવી મતલબની દુવા.

વારણે જાઉં=વારી જાઉં; ઓવારણાં લઉં.

મોંઘામૂલો=ઘણો કિંમતી.

સુહાગી=શોભિતો.

ગગનચાંદલો=આકાશમાંનો સુંદર ચંદ્ર.

રાજ=રાજા.

વિરાજે=શોભે.

રાજમંદિરે=રાજમહેલમાં.

ચંપો=ચંપાનું ફૂલ.

કુળમાં=વંશમાં.
ખીલે છે=શોભે છે.
ઉરનો=મનનો; હૈયાનો.
વીર=ભાઈ.
દૈવે=ઇશ્વરે.
માવડી=મા; હેતાળ મા.
માડીએ=માએ.
દીધો=આપ્યો.
નાનાલાલ=એ કવિ દલપતરામ ડાહ્યાભાઈ કવિના પુત્ર થાય.

**સમજુતી**—ખમ્મા! વારી જાઉં મારા વીરાને. મારો ભાઈ ઘણો કીમતી છે. વારી જાઉં મારા વીરાને ખમ્મા! વારી જાઉં મારા વીરાને. એક ગગનનો ચંદ્રમા શોભિતો છે, અને બીજો મારો ભાઈ શોભિતો છે ખમ્મા! વારી જાઉં મારા વીરાને. રાજા તો રાજમહેલમાં શોભે છે, પણ મારો ભાઈ તો પારણામાં શોભે છે. ખમ્મા વારી જાઉં મારા વીરાને. ચંપો જેમ ફૂલવાડીમાં શોભે છે તેમ વંશમાં મારો ભાઈ શોભે છે. ખમ્મા! વારી જાઉં મારા વીરાને. એક તો મારા હૈયાનો આનંદ છે, અને બીજો આનંદ મારો ભાઈ છે. ખમ્મા! વારી જાઉં મારા વીરાને પરમેશ્વરે મને હેતાળ મા આપી છે. અને માએ મને મારો ભાઈ આપ્યો છે. ખમ્મા! વારી જાઉં મારા વીરાને



વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ

—: તૈયાર કરેલી ચોપડીની :—

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત અર્થની નોટો તૈયાર છે

ત્રિવેદિવાચનમાળા પુસ્તકોના અર્થ તૈયાર છે.

| | |
|---|---|
| પુસ્તક ૧ લાના ૦-૪-૦ | પુસ્તક ૬ ઠ્ઠાના ૦-૯-૦ |
| પુસ્તક ૨ જાના ૦-૫-૦ | પુસ્તક ૭ માના ૦-૧૦-૦ |
| પુસ્તક ૩ જાના ૦-૬-૦ | |
| પુસ્તક ૪ થાના ૦-૭ ૦ | આ વાચનમાળા ત્રણે |
| પુસ્તક ૫ માના ૦-૮-૦ | ભાગોના અર્થો તૈયાર છે. |

બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીના "મુખગણિત શિક્ષક"

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના.

મુંબાઈ ઈલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ાા આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

બીજા ધોરણ માટે અંકગણિતનાં મનોયત્ન પાંચ આના.

બાળપોથીથી પાંચમી સુધીના "ડિકટેશન શિક્ષક"

શાહપોર } છગનલાલ મોતીરામ શાહ.
સુરત. } "મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.